॥ श्री ॥

# સંગીત લીલાવતી

## નાટક—પંચાંકી

વેશ્યા વ્યસન નિષેધક.

શ્રીમન્ત ગાયકવાડસરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

આવૃત્તિ ૭ મી સુધારા વધારા સાથે.

રચી પ્રસિદ્ધ કરનાર.
અધ્યાપક કેશવલાલ શિવરામ પાટણકર.

અમદાવાદ.
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ"માં
નથુભાઇ રતનચંદ મારફતિયાએ છાપ્યું.
સંવત ૧૯૫૮ સને ૧૯૦૨



કીંમત રૂ૦-૪-૦

## રા. રા. સાંકળચંદ રતનચંદ વકીલ.

### એકત્રીસા સવૈયા.

શ્રીમાળી જ્ઞાતિ પ્રખ્યાતી, શ્રાદ્ધ સંઘમાં છો સદ્‌ગ્રહસ્થ;
પાદલિપ્ત પુરની પેઢીમાં, પુન્ય પ્રતાપે થયા પદસ્થ.
ધન ધન સિદ્ધાચળ ધનરક્ષક, દક્ષ પરીક્ષક દીલ ઉદાર;
કરૂ અર્પણ આ નાટક ઉત્તમ સ્નેહ સહિત કરશો સ્વીકાર.
રતનચંદના રત્નપુત્ર છો, સમતા સાગર સાંકળચંદ;
સત્યવચન અમૃત સમ ઉચરી, આપો આપ અધિક આનંદ.
લઘુત્વપથી મમ ઉપર આપનો, નિરમળ પરિપુરણ છે પ્યાર;
કરૂ અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર.
વડીલ વકીલ વિદ્યારસવેત્તા, વિનીત વિવેકી સુનીતિવાન;
પરમ પ્રમાણિક પ્રૌઢ પરાક્રમી, માહાજનમાં મ્હોટું માન.
કવિની સંપતિના તસ્કરને, દંડાવ્યા દોરી દરબાર;
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર,

સંવત ૧૯૫૮ ના
શ્રાવણ શુદી ૧

અધ્યાપક.
કેશવલાલ શિવરામ.

# શ્રી.

# સંગીત લીલાવતી નાટક.

## પંચાદી.

### પાત્રજન.

સુત્રધાર............................નટ નાયક
વિદુષક..............................મોહનાનંદ, સદાફળનો રસોઇઓ.
નટી..................................સુત્રધારની સ્ત્રી
સદાફળ..............................કૌશામ્બી નગરીનો નગરશેઠ
સોંજલદે..............................તેની સ્ત્રી
સુમતિવિલાસ........................તેનો પુત્ર
સ્વાર્થચંદ............................સુમતિવિલાસનો મિત્ર
ખોહલો..............................સુમતિવિલાસનો હજુરીઓ
કામસેના.............................કૌશામ્બી નગરીની વેશ્યા
કપટકળા............................કામસેનાની સાહેલી ગણિકા
કનકસેન.............................કૌશામ્બીનો રાજા
સચીવ................................તેનો પ્રધાન
સોમદત્ત...............................સુમતિવિલાસનોસસરો(સારંગપુરનોશેઠ.)
સુભગા...............................સુમતિવિલાસની સાસુ
ચાંચાપારેખ.........................સોમદત્તનો મુનિમ
લીલાવતી.............................સુમતિવિલાસની સ્ત્રી
સુગુણમંજરી.........................લીલાવતીની સખી
લાલબા...............................સુમતિવિલાસની બેન
વીરવિલાસ...........................લીલાવતીનો પુત્ર

**સ્થળ કૌશામ્બી નગરી અને સારંગપુર નગર.**

श्री.

# संगीत लीलावती नाटक.



## अंक पहेलो.

### प्रस्तावना.

### સ્થળ-રંગમંડપ-મંગળાચરણ.

સુત્રધાર— શાર્દૂલ વિક્રીડિત,

શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ પ્રણમું, આપો સદા સંપદા,
કાપો પાપ અમાપ તાપ ત્રીવીધે, સેવા કરૂં સર્વદા;
હે વિશ્વેશ વિચિત્ર વેશ ભજવું, આ વિશ્વભૂમિ મહીં.
રીઝીને સુપસાય થાય અમને, આનંદદાતા અહીં. ૧

ત્રિતાળી ચોપાઇ.

નાટક પાત્રને વેશ સજાવ્યો, હજુ કેમ વિદૂષક નાવ્યો:
વિદૂ-આવ્યો વેશ રચીને વિચિત્ર, ફરમાવો હુકમ હવે મિત્ર.

સુત્રધાર ગીતિ-લાવણી,

શિવસુત કેશવ કૃત હું, "સંગીત લીલાવતી નાટક" ભજવું;
વેસ્યા વ્યસન નિષેધી, આર્ય સકળને શિયળ વસન સજવું.
એમાં ખપ છે તારો, સજન હસાવા હાસ્ય વચનો બોલી;
માગે શું મહેનતનું, બોલ બરાબર તું અંતર ખોલી. ૪

વિદુષક—લચપચતા નવ લાડુ, નિત જમવાની ટેવ પડી મારી;
જો મુજને એ મળશે; સુત્રધાર બજવીશ સેવા સારી. ૫
સુત્રધાર—જરૂર વિદુષક જમજે, સવારમાં સીધુ મળશે સારૂ;
રંગે હવે પ્રસંગે, બજાવજે તુ ચતુર કામ તારૂં. ૬
વિદૂષક—આતે નાટક કે શું બનાવ્યું, કે બહેકી ગયા ચંદ્રેમ પાખ;

સુત્રધાર— ગીતી—લાવણી.

અણુસમજુ સમજે છે નાટયકળાને ભવાઇના સરખી;
હશે કાચ કે હીરો, વગર ઝવેરી કોણ શકે પરખી?
કવિવર ફીકર ન કરશે, નિંદે છો ખળ ઉતમ નાટકને,
શું શેલડી શુકાશે, કરે અનાદર ગર્ધવ સાકરને—

વીદુષક— ગીતાળી ચોપાઇ

સુચનાથી નહી સમજાએ, કરો અધિક વિવેચન કાંએ;
સુ—વ્હાલીને લાગી કેમ હજુ વાર.............................
નટી—............................આજ્ઞા આપો આવી બરદ્ધાર;
સુ—નાટક વરણુન કર્ય સુવિવેશ..............................
નટી......................................કરૂ આપ પ્રમાણુ આદેશ

શ્રી જગત્પતી, પ્રભુ આપ સન્મતિ—(એ રાહ)

શ્રી સંખેશ્વરા, પ્રભુ! પાર્શ્વ જીનવરા;
તેં નિવારી જીવોની વ્હાવણથી જરા,—એ ટેક,
અંતરજામી વિભુ! વિશરામી, સમરી શિવપુર સાથ;
વંદુ પદ અરવિંદ વિનયથી, હેતે જોડી હાથ; શ્રી. ૯
જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં, ઇંદ્રપુરી અનુસાર;
સુંદર કૌશામ્બી નગરી કહી, જ્યાં વિધ વિધ વ્યાપાર. શ્રી. ૯
વણીક "સદાફૂળ" નગરશેઠ ત્યાં, તસ સુત "સુમતીવીલાશ"
"લીલાવતી" લલના તેની જે પુરણ બુદ્ધિ પ્રકાશ શ્રી ૧૦
અજબ બની આહેરણી આપે, ઓઢી કાંબળ અંગ;
તીક્ષ્ણ બુદ્ધિ થકી તજાવ્યો, સ્વામી વેસ્યા સંગ. શ્રી ૧૧
ગણિકા ઘરથી નિજ ઘર લાવી, કળા કેળવી કંથ;
સુખ વિલસી સંસારતણું પછી પાળ્યો સંજમ પંથ. શ્રી. ૧૨
થયાં દેવતા તેઉ દંપતી, એહનુ નાટક આજ;

ભજતું ભાવ ધરી ભગવંતા, જય જય કર્યે જીનરાજ. શ્રી. ૧૨
૧૫-લાડુ રાંધવા વખત થયો છે, શેઠ સદાફૂળ ઘેર,
સેજલદે શેઠાણી સારાં, લાડુની છે લ્હેર. શ્રી ૧૪
સૌ સભા જનો, ઉપકાર આપનો,
પધારીને કૃપા કરી સ્વધર્મી સજ્જનો. શ્રી, ૧૫

(ઇતિ પ્રસ્તાવના)

---

# अंक १ लो

## પ્રવેશ ૧ લો.

સદાફૂળ—(રાગઇંદ્રસભાનો—રાજાજીતો સો ગયે એ રાહ)
પ્રાણપ્રિયા સુણ પુત્ર આપણો, સુંદર સુમતિવીલાસ,
નાનિ વયથી નિપુણ નિવડીયો, અતિ કરી શાસ્ત્ર અભ્યાસ. ૧૬
જેને મન જીનશાસન શ્રદ્ધા, સદગુરૂને સંજોગ;
પ્રતિદિન પ્યારી પ્રભુની પૂજા, વિરચે છે વિધી જોગ. ૧૭
સે'—પ્રાણપતિ અતિ પુન્ય ઉદયથી, પામ્યા એવો પુત્ર;
કુળદીપક એ દીવ્ય દીકરો, શોભાવશે ઘર સુત્ર. ૧૮
મન મોહનનાં મીઠાં વચનો. સુણી અમૃત અનુસાર;
એ અલબેલા ને અવલોકી, સફળ ગણું સંસાર. ૧૯
સ—જુઠું મુખથી જરી ન બોલે, પાળે હુકમ હમેશ,
સે'—એ રૂપાળો કદી રીસાઇ, કરે ન કિંચિત્ કલેશ. ૨૦
ભાગ્યશાળી એ ભોગવશે મમ, વૈભવ વિવિધ પ્રકાર;
સ—સ્નેહ ધરીને સદા પાળશે, શ્રાવક કુળ આચાર;
સેજલદે—(ગરબી દીપચંદી અબોલા શાને લ્યો છો-એ (રાહ)

શાસન દેવી કરશે સંરક્ષણ. (એ ટેક)
સ—વ્હાલો લાગે વિનય વિચિક્ષણ. એ ટેક
દોસ્તિ નહી દૂરિજન તણી દીસે, બ્યસન મળે નહીં વાલ; વ્હાલો.
પણ શોખિલો એ સુઘડ ઘણો છે, લાડકડો તુજ લાજ. વ્હાલો૨૨
સે'—વ્હાલા વાલમ મુજને છે માલમ, વરણાગી કરતો વિશેષ સાસન.
શોખીન દીસે છે પણ સુત સારો, નવ અપલક્ષણ લેશ. શાસન૨૩
બુદ્ધિશાળી પૂન્યશાળી બાળુડો, જીવજો વર્ષ હજાર. શા—
આંખ્યોની કીકીથી અધિક છે વ્હાલો, જીવનો જીવણહાર.શા, ૨૪
સ—ચુઆને ચંદન અતર અ..જન, અંગ વિલેપે આપ. વ્હાલો.
ઘોડાની ગાડીઓ નિત્ય દોડાવે, કુંવર પુન્ય પ્રતાપ. વ્હાલો. ૨૫
સે'—આ સરવે એનો પૈસો છે, ખુબ ખરચે ધરી ખાંત; શા૦
થાય ઉચાટ જતાં રજ આઘો નિરખ્યાથી મુજને નિરાંત. શા.૨૬
સ—શ્રી જીન શાસનની શોભા વાધરસે, થાશે વડો વિદ્વાન, વ્હા૦
સકળ કળામાં કુશળ દીસે છે, મહીપતી દેશે માન. વ્હા૦ ૨૭
સે'—એ થકી સુખીયાં આપણ આહા !! દીકરો ડાહાપણદાર; વ્હા૦
સ—વાત સુપુત્રની વરણીએ શી, વાણી થકી વારંવાર. વ્હા૦ ૨૮
સો—(પ્રવેશ કરી) ગીતિ લાવણી
સાહેબ સમય થયો છે, પધારીએ ભોજન કરવા ભાવે;
સ—બોલાવ જા સુમતિને............................
સે.....................અમને એ વીણ.જમતાં નહી ફાવે. ૨૯
સો—ઉઠો એમણે ખાધું, સ્વારથીઆ સાથે જાશે ફરવા;
સે—લે તારે આ ઉઠયા..............................
સ—..............................અમથા ધાંટા કાઢે શું કરવા, ૩૦

**સુમતીવિલાસ**—(ખુશ રહો સનમજા.—એ રાહ.
સુણ સજનસંધ્યા સમય સેલને સારૂ, ફરવા ચાલો ફાંકડા થયું મન મારૂં
ઘોડાગાડીમાં રોજમોજ મારૂ છું, પણ જવું ચાલતા આજ લાલ ધારૂં છું;
**સ્વા**—સાહેબની મરજી, એજ અમારી મરજી, આપો અંગરખું તને.
સ્વીકારી અરજી.
આવીશું પાછા સેલ કરીને જ્યારે, જમવા જાવું છે પછી શેઠજી માટે.
**સુ**—જાજે જમવાને કોણ તને રોકે છે.......................
**મો**—.......................મોટા બાપા આગળ એમાં શું કહે છે.
**સ્વા**—લે આ મુકી દે ફકડ પેલી પ્હેરૂં.......................
**જો**—.......................આ પ્હેરૂં ધોતીયું અરે શેઠજી કેરૂં. ૩૩
**સુ**—જાવું છે ફરવા આજ અમારે બેને.......................
**મો**—.......................જોઇતા જોઇએ તો આપ જુતીઓ એને.
**જો**—જઈ પેલા ઓરડે જુઓ જુતીઓ જડશે, અંગરખું આવું
આજ પેરવું પડશે. ૩૪
**સ્વા**—જોડા એ નાના નહી પ્હેરતાં ફાવે.......................
**મો**—.......................ક્યાંથી અક્કરમીના પગમાં એ આવે.
**સ્વા**—જોડા જોઇએ નહી પગે ઉઘાડે જઇશું,
શું કરવું શેઠને કામ એટલું સહીશું: ૩૫
**જો**—લ્યો પાન બીડી પણ તમે સોપારી સાથે,
ભભકો મારીને જાઓ શેઠ સંગાથે;
**સ**—અત્તરનું પુમડું આપ્યે કાનમાં ઘાલું,
શેઠજી બરાબર બની બજારે ચાલું. ૩૬
**જો**—કયમ શેઠ સ્વારથીઆનો વિશ્વાસ કરે છે,
એ પ્રપંચી પૈસા પટાવી પેટ ભરે છે.
**મો**—જોઇતા જોવાને આજે પાછળ જઇએ,
કરી ખરેખરી ખાતરી શેઠને કહીએ. ૩૭

## પ્રવેશ ૩ જો.

કપટકળા— ગીતિ-લાવણી.

આમ "કામસેના" તું, વિરહાનળથી વ્યાકુળ થઇ વારૂ,
યાર કીયો પ્રચ્છે છે, અંતર રાખે મુજથી શા સારૂં. ૩૮
કા—જાણી તને અજાણી, શાણી "કપટકળા" શું પુછે છે?
નથી સુઝતું કાંઇ, રે મુજને સ્મર શત્રુ પજવે છે. ૩૯
જે મેં તને બતાવ્યો, કાલે ઝરૂખેથી સંધ્યા કાળે,
એ મન મંદિર આવી, પ્રેમ અગ્નિથી બેન મને બાળે ૪૦
કુ—અરે ઓળખ્યો એને, વણિક જાતની સોબત શી કરવી;
આપણ સમ સ્વારથીઆ, યાર કરી ધન આશ નહીં ધરવી. ૪૧
કામસેના—કાલિગડો-દાદરો બદલ ગએ નેનારે એ રાહ.

મદન પડ્યો કેડેરે (૨) ઘણી ઘભરાઇરે—મદન એ ટેક.
મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ ક્યાંઇરે; મદન.
કોઇ વિચિક્ષણ વિણ વિહ્વલ હું, તુજ મનગાંડી ગણાઇરે. મદન. ૪૨
જો સ્વપને સંજોગ બને તો, પોઢું પલંગ ફુલ છાઇરે, મદન.
પણ પતિવિણ નિંદ્રા નહી આવે, કાળજડામાં થાય કાંઇ કાઇરે, મ.
કુ—બળાપો ન કર બાળારે (૨) વિચારી કાંઇરે, બળપો એ ટેક
અઘટિત ગુણકાને કરવું આ, આપણી એમાં કમાઇ. બળાપો
કા—જોબનપૂર વિષે જાવાની, સ્વારથ સમજ તણાઇરે. મદન ૪૪
કપટ— ગીતિ લાવણી.

એથી અધિક રૂપાળા, રાજ કુંવર તુજને રાખે રંગે;
સુખ સખી શું મળશે, શેઠ સદાફળ તણા પુત્ર સંગે ૪૫
કા—(પીલુ' દીપચંદી કહુંછું નસીબે દુખિયો કીધો છે એ રાહ)
લાવ્યસખીએને મનલલચાણું, એથી અધિકબીજો જગમાં ન જાણું, ટેક
મનમોહન મદને અલી મુજને, ઘાયલ કીધી છે મન ઘભરાણું લા.

ભ્રમર ધનુષ થકી નયન કટાક્ષે, અરર કરયું મારૂ કાળજું કાણું,
ચતુર મનોહર ચંદ્ર વદનથી, પ્રેમની ભક્તીએ હૃદય ભરાણું, લા,
સુંદર સાડી સિંદૂરીના સરખી, ગમતું નથી હીરા મોતી ઘરાણું. લા.
શું રે કરૂં સખી સંગીત સાજ આ, વ્હાલા વિના ગમે ગાવું ન ગાણું;
રસવતિ રસીયા વિના પીરસી પણ, ઝેર જેવું લાગ્યું કંચન જમાણું;
હેમપલંગ હુતાશન સરીખો, બાળે શરીર મખમલનું બીછાણું. લા.
તો સુખ દાયક શયન સામગ્રી, મનગમતાથી મદનસુખ માણું, લા,

(ઝરૂખે જોઇ) **ગજલ** નારીના કટાક્ષ પાસે એ રાહ.

જો સખી ઝરૂખે પેલા આવ્યા પ્રાણનાથ.
સમજાવીને લાવ્ય સ્નેહ બાંધુ તેહ સાથ,
ચિત હરણ ચતુર વિના પડતું નથી ચેન;
આડી અવળી વાત બધી મુકય મારી બેન. ૫૧
લે બોલાવી લાવું બાઇ હું તારી હજુર,
એ પ્રપંચ પાસ સર્વ જાણું છું જરૂર,
ઘર વેચાવ્યાં કંઇક તણા પાઇ વિષય વીખ.
ભલ ભલાને ભોળવી મગાવી મેં તો ભીખ.

**કા**—હાથમાં ગુલાબ છડી ચાલે છટાદાર,
જલદી જા બોલાવ્ય મારો એ હૈયાનો હાર.

**સુ**—(સ્વગત)

કાંક વાત કહી સખીને મારી નયન બાણ;
આવશે બોલાવવા શું હરણ કર્યા પ્રાણ. ૫૨

**ક—રાગ સોરઠ ત્રિતાળી.** પ્રિયા પરદેશનમે રહીઆં એ રાહ)

ઉપર અલબેલા આવો, સુંદર શા સારૂ તલસાવો ઉપર એ ટેક)
બાઇ અમારી આપ વિયોગી, સુરત ક્રીડા કરીએ સંજોગી
અધરામૃત આરોગી, ભામિની ભોગી લ્યો લ્હાવો. સુ-ઉ ૫૩

**સુ—જીલ્લો ત્રિતાળ.** લાલ અપના કહુ મેં કૈસે (એ રાહ)
પ્રેમ વચન શરથી મન વીંધી સ્નેહ સાંકળી સજડ જડીરે,
તિરછાં નયન કરે તન તાણે. પ્રિય ચિતવૃત્તિ કેદ પડીરે, પ્રે. ૫૪
આ ગણિકા મમ મનમૃગ ઘેરી, ખસવા દે નહી ગોખ ખડીરે,
સત્ય શિયળ નિતિ સંહારણ, મદન ફોજ ચોતરફ ઘઢીરે, પ્રે. ૫૫
કાંઇ ન સુજે સજન શું કરવું, આપ્ય સલાહ કંઇ ઘાટ ઘડીરે,
**સ્વા**—સાહેબ શું કરવા શરમાવો, જાઓ સુખે નહીં વાત વડીરે. ૫૬
(સુમતિવિલાસને સરમાતા જોઇને **ત્રિતાળ ચોપાઇ** )
મારા સમજો તમે શરમાવો, ભલે વેસ્યા ભુવન મહીં જાઓ;
હુતો ખાનગી મીત્ર તમારો, ક્યાંઇ વાત નથી કરનારો. ૫૭
દેશાટનને પંડિત જન પ્રેમ, અતિ શાસ્ત્રને વાંચવું એમ.
વેસ્યા ઘરને કચેરી પ્રવેશ, વધે ચતુરપણું ત્યાં વિશેષ. ૫૮
નીતિ શાસ્ત્રે કહ્યું નિરધાર, વેસ્યા સ્નેહમાં શેઠજી સાર;
**જો**-સાળે આશું ઉંધું સમજાવ્યું. એના લમણામાં ભુતુ જડાવું ૫૯
**મો**—વડા શેઠનુ થાય વગોણું, નથી કરવું આ જગતમાં જોણું,
તાલમખાજ વસે છે તમામ, છાનોરે કાઢી નાંખશે કામ. ૬૦
વેસ્યાવાડો વટાવીને જઇએ, લબડ ધકે એને પાછી લઇએ,
**સ્વા**—તમે દોસ્ત મારા જીવજાન, વીંટી આપો આતો મેહેરબાન.
**સુ**— ગીતિ લાવણી
હીરાની વીંટી હું, લે આ તુ જા આંગળીએ ઘાલી;
બતાવજે બધરાંને, મલકાવી મુખ પલંગમાં મ્હાલી, ૬૨
**સ્વાર્થદત્ત**— ત્રિતાળી ચોપાઇ
**શેઠ સાહેબ તમને શાબાશ, અમ જેવાની પુરતા આશ,**
**બલિરાયથી અધિક ઉદાર, ઝટ જાઓ એમાં શો વિચાર. ૬૩**
**લાલ આપ કને રજા લઉછું, થયો જમવાનો વખત હું જઉછું,**

**સુમ**—ઠીક જાઓ મને કાલે મળજો,
બોલ્યા બોલ પ્રમાણે પળજો;

**સુમતિ**—(કપટકળાને) **કલ્યાણ હીપચંદી.**

નાના મારે એની સાથમાં જાવું. એને મુંકી ઘર એકલો આવું:
ક-જાઓ કીહાં શેઠ સ્નેહ જણાવી, બાવરી બાઇ અમારી બનાવી. ૬૫
હરણ કરયું મન મુંખ મલકાવી, લોચનને લટકે લલચાવી જા,
ભરજોબનમાં મમ સખી આવી, ભુરકી નાંખી શુધબુધ ભુલાવી. ૨૬
ખાનપાન ગુણગાન તજાવી, સ્નેહની જાળે સખી સપડાવી. જા,
એને અનંગે અતિ અકળાવી, સુરત સમુદ્રમાં સજન ડુબાવી, ૬૭
સુ—સ્વારથીઓ ગયો સારૂ લગાડી, છાંના થએ કરે વાત ઉઘાડી;
લાલ ચાલ્યું જવું પ્રેમ લગાવી, આવી કળા ખોટી કોણે શીખાવી ૬૮
મદન અગ્નિ થકી આપ ચુકાવી, બાંહ્ય સહ્યા કરો જીવ બચાવી;
રસિક કુંવર રગ મેહેલમાં આવી, શાંતિ આપો સુંદરી સમજાવી ૬૯
**કા-જંગલો જંજોટી ત્રિતાળ** સજ્જન મુખડા બતાવોરે (એરાહ)
પધારોને પ્રિતમજી પલંગેરે, રંગરસ જમીએ રાજઆજ, પ્રિતમ (એટેક
તુમ દરશન દીઠેથી દીલહર, ઉષ્ણ થયું છે આ તન સુંદર.
રોમરાઇ મમ થયાં વિકસ્વર, આવો મળીએ ઉમંગેરે રં. પ્રિ૦ ૭૦
પુરવપુન્ય પ્રતાપે પામી, તુજપદ સેવા સુંખકર સ્વામી;
વિરહાનળની વેદના વામી, પાતળીયા પ્રસંગેરે, રં-પ્રિય૦ ૭૨
પ્રાણજીવન મમ પ્રાણથી પ્યારા, નિમિષ ન મુકું નાથજી ન્યારા:
કામ અનળ શીતળ કરનારા, આલિંગો અંગેરે. રં-પ્રિય૦૭૨

## પ્રવેશ ૪ થો.

**સ્વાર્થદત્ત**-(સ્વગત) **ઇંગ્રેજી લાવણી છે જનપાળક** એ રાહ
**ગણિકાના ઘરમાં શેઠ ગયા, લોપી નિજ કુળની લાજરે,**

શિખામણ દેતાં શ્રીકાર, લાભ મળે નહીં મને લગાર;
ઉલટા કોપે અપરંપાર, કદી બગડે મમ કાજરે, ગણિકા. ૭૩
શ્રીમંત તણા ઘરમાં ખુશી, ખુશામતથી કરીએ ખુસી,
અવળા ચાલે તો તસ ભોગ, શાથી દાખું એનો શોગ;
અહીં મીઠા બાપણનો મોખ, સૌમાં આપું સાજરે. ગણીકા, ૭૪
હું ગણિકાને ગમતુ બોલ્યો, પણ ખરો વિચાર નહીં ખોલ્યો,
એમાં આપણને છે લ્હાણ, વેશ્યા કરશે ઘણાં વખાણ,
વળી શેઠને વ્હાલી વાણ, બંદા બોલ્યા આજરે, ૭૫
મો—(પ્રવેશ કરી)—ઇંઍજી દાદરો સુંદરી રીસાવું આમ એ રાહ
સ્વાર્થદત્ત સ્વાર્થ તું તો સાધવામાં ઠીક છે,
જો——(પ્રવેશ કરીને)-ઉભોરે' હરામખોર બોલ્ય શેઠ કયાં ગયા,
મો—(જરા ધીમે) ફોસલાવી ગર્થ ગાંઠે ગાંઠવામાં ઠીક છે? ૭૬
જોષતો—(રીસથી) શેઠને બગાડનાર આ ગમાર માર માર;
મોદકા—(ચાળા કરી)—આમ છેક શું વિવેક મુકવામાં ઠીક છે!
સ્વાર્થ—પરની શી પડી તમારે, ન્હાવા ઉઠવું નથી,
મો—લ્યો હવે જવા ઘો મારૂં માનવામાં ઠીક છે,
મોદકા—(રૂપૈયા લઇ) તમને અમને કાલ અંગ વસ્ત્ર એ અપાવશે.
ડાટી વાત બાત આમ રાખવામાં ઠીક છે,
જો—અડાવી એક બે જડાવી પેલી વીંટી લે પડાવી,
સ્વા—(સ્વગત) એકલો અહિંયું વીંટી આપવામાં ઠીક છે. ૭૮

સ્વાર્થદત્ત— ગીતિ લાવણી.

આ લ્યો બક બક મુકો, કાલે તમને કરાવશું રાજી,
જેમ થાય તેમ જોવું, ઘેર જશો જો કરશો પતરાજી.
ભોગ શેઠના બાઇ, ઉજાગરો શો એમાં આપણને;
સ્નાન સુતક નહીં આવે, દિલમાં વિચાર લાવી ડહાપણને ૭૯

ખુબ ખુશામત કરીએ, આપ ઉદર ભરવાને ધન હરવા;
નિજ સ્વારથ મુકીને, શિક્ષા દેવા જઇએ શું કરવા. ૮૧
જો—આવાની સોબતમાં, બહુ છોકરા શ્રીમંતના બગડે;
સ્વા-મુકય જવું જમવાને, અરે નકામો કેમ મને રગડે. ૮૨
જો-ઠીક ઠીક આગળ થા, હુસેથી નહી તો પુજા થાશે;
મો-દુધપાકને પુરી, જરૂર જમાડું ચાલ્ય શેઠ પાસે.

---

## પ્રવેશ ૫ મો.

સેજલદે-( મારી બાઇરે દાડલા કેમ લીજે. એ રાહ. )
સમીસાંજનો થયો સુમતી સ્વારથીઆની સંગે;
સદાફળ—અડધી ગઇ પણ હજુ ન આવ્યો, આમુંઝણ છે અંગે;
આવ્યા ક્યાંથીજ તનુજ તારો......................
સેંજલદે—..................મારો રોયો સ્વાર્થદત્ત નથી સારો,
સ્વાર્થદત્ત-( નેપથ્યમાં)..........મને શાથી વગર વાંકે મારો. ૮૪
સેંજલદે-બહાર સાદ સ્વારથીઆ જેવો........................
જોઇતા—(નેપથ્યમાં )............................હેંડ હવેલી માંહે,
સેંજલદે-જોઇતો પણ સાથે છે સ્વામી........................
સ્વાર્થદત્ત—( નેપથ્યમાં )..................મારે મોડું થાએ.
મુકો જવું છે જમવાને.................................
મોદકાનંદ—...........હજુ માર્યા વિના તું અલ્યા નહી માને,
સ્વાર્થદત્ત-ચાલો આવુંછું ધક્કા મુક્કા મારોછો શાને (પ્રવેશ કરતાં)
સદાફળ—અરે એકલો તું આવ્યો ને, કેને સુમતિ કયાં છે?
મોદકાનંદ-મુકય ગધેડા તારા મુખથી, ગણિકાના ઘરમાં છે;
સેજલદે—જુઠું શું બોલે છે જાજા..........................
મોદકાનંદ—...................હજુ રહ્યાં શેઠાણી તમે તો ઠાલા

**જોઇતા**—મુકી મુકી ચુકીને કુળની માળા.....................૮૬
**મોદકાનંદ**—નિજ સ્વારથ સાધન સ્વારથીએ, નિતિશાસ્ત્ર બતાવી,
કામસેનાની કને મોકલવા, ભોળા શેઠ ભમાવી.
**સદા-સેજ**—અરયા એવું તે હોય જાળા.....................૮૭
**જોઇતા મોદ**-અરે તમારા પગના સોગન, વાત છુપાવા માટે.
આ વીંટી સ્વારથીએ લીધી, અમે પડાવી વાટે.
પુંઠે ગપાતા નહી માનો ?...........................
**સ્વાર્થદત્ત**—................વહી ગયો વખત મારો જવાનો,
**સેંજલદે**—કેને સાચુ મારા પીટયા તું રહી છાનો.............૮૮
**સ્વાર્થદત્ત**— **ગીતિ લાવણી**
વાઘણુ મૃગને ઘેરે, એમ શેઠને ગુણકાએ ઘેર્યા;
શું મારૂ ત્યાં ચાલે, પ્રેમ પાસમાં પડ્યા કામ પ્રેર્યા. ૮૯
**સદા**—સોબત તું સુમતીની, કદી કરીશ નહી સારૂ તને કહુંછું.
**સ્વા**—વાંક નથી કાંઇ મારો...............................
**મો**—.........................રોઝ તને હું રોજ ડામ દઉછું. ૯૦
**સે**—અરે વણ મેં આલ્યું, ગરીબ ગોલા પણુ તેં ઘર ઘાલ્યુ;
જા કર તારૂ કાળું.......................................
**મો**—.........................ડોળ બેસવાનું કાપ્યું કાળું. ૯૧

---

## પ્રવેશ ૬ ઠો.

**કામસેના—તાળ દીપચંદી** મોહોલે પધારો ( એ રાહ )
મારો પાવન કરીઓ પલંગ, પ્યારા પ્રાણનાથ પધારી;
રમ્યા રસિકા રસિકાથી રંગ, પ્યારા પ્રાણનાથ પધારી.
આજ ઉપજી શીતળતા અંગ, પ્યારાં પ્રાણનાથ પધારી, એ ટેક.
પ્રેમ હીંચોળે હિંચીઆ, સ્વામી દાસી સાથ.

મન માન્યું સુખ માણિશુ, હેતે ધાલી ગળામાં હાથ.　　પ્યારા. ૯૨
ચંદનતરૂ ચિતહર તમે, હું વ્હાલા થઇ વેલ,
વૃદ્ધિ પામી વળગાતાં. સ્નેહ સંલડી રસથી સિંચેલ.　　પ્યારા. ૯૩
શરદઋતુ સોહામણી, પૂરણ ચંદ્ર પ્રકાશ,
મંદ પવનની લહેરમાં, વ્હાલા વિલસો છો વિવિધ વિલાસ. પ્યારા ૯૪
અંતરપુરમાં એકલા, છાના રાખું છેલ,
કોક કળાને કેળવી, રમી રસિક કરો રંગરેલ.　　પ્યારા. ૯૫
તન મન ધન અરપણ કરી, રંજન થઇ દીન રાત,
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત;　　પ્યારા ૯૬

**સુમતિવીલાસ—કાલીંગડો—ઠુમરી.**
પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારીરે,　　એ ટેક
સુંદર વદન સરોવર અંદર, નયન કમળ છબિ ન્યારી,　　પ્રિયા
તું કોમળ કેમ કાળજુ કાપે, મારી કટાક્ષ કટારી.　　પ્રિયા. ૯૭
ગાલ ગુલાબીએ બિંદુ બિરાજે, મૃગમદનુ મનોહારી,　　પ્રિયા.
મંદ હસી મમ મન તેં હરીયું, અમૃત વચન ઉચારી.　　પ્રિયા. ૯૮
કનક કળશ કુચ કંચુક કસીઆ, સ્પર્શ સદા સુખકારી,　　પ્રિયા.
નિરૂપમ નારી તને નિરમાવી, ઉર્વશી ગરવ ઉતારી.　　પ્રિયા. ૯૯
રોજરહિસ તુજ સમિપ રસીલી, સજ્જન સંબંધ વિસારી.　પ્રિયા.
હાલ પિતાજીની પાસે જવાની, વૃત્તિ કરી છે વિચારી.　　પ્રિયા. ૭૭

**કામસેના**—(દાદરો, કાન્તા કેમ થશે એ રાહ.)
નાથ નવ કરો વાત ઘર જવાનીરે, વિરહલાહ્ય શું વેઠાય.
નહી જવાય, લાગુ પાય, દાસીશુ સદાનીરે,　　નાથ—૮૦
પ્રેમનો ઝરો તક મળી પીવાનીરે, સ્વામી સંગ, રમવા રંગ,
આ પ્રસંગ છે ઉમંગ, જાય છે જુવાનીરે.　　નાથ—૮૧
સુ—શીકર પરહરો, મારૂં વચન માનીરે, [illegible]મ, લેઇદામ,

ફરીને કામ, આવુ આમ, શું પછી કહેવાનીરે. ફીકર—૮૨
ધીરજ મન ધરો, તજી દ્દઇ દીવાનીરે, મોહબાણુ, પકડીપાણુ,
વિનયવાણિ, લાવે લાણિ, વખત પહોડવાનીરે. ફીકર—૮૩

## ગિતી.

કા—વિરહાનળથી બળતી, મુજને મુકીને નિજઘર જાવું,
ભોગી ભલે પધારો, ખચિત મારે આજ નથી ખાવું;
સુ—ચતુર વિચક્ષણ ચતુરા, ઘટે નહિ તારે ઘેલું થાવું,
તારા સમ હું ખાઉં, હરિણાક્ષી હમણાં જઇને આવું.

## પ્રવેશ ૭ મો.

જો—(ભોપાળી કલ્યાણ દાદરો આઇ વેરી ગુડ. એ રાગ ]
ભાઇ પટારો કેમ ઉઘાડયો, જોઉં કુંચી એસ.રી કેઇ;
સાહેબ બાપા બ્હાર ગયા છે, શું ? શું જામાં ઘાલ્યું લેઇ ૮૮
બધુ ઘરેણું ક્યાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ. ૮૯
સુ—ચબાવલા તું ચડી ગયો છે પરની તારે શી પંચાત,
બસ બસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત,
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ્યે રાંડના હવે અડાવા, બંદાતો આ ચાલ્યા બ્હાર— ૯૧

## ગીતિ.

સદા—સુમતિવિલાસ સાથે કરે ધમાધમ અરે આમ શાથી.
જો—આ તાળું ઉઘાડ્યું, હાર ઘરેણું ગયું મજુસમાંથી.
સ—બનઝારો—(પ્રિય મિત્ર વીના હો ભાઇ—એ રાહ.)
પ્રજળે મારૂ મન પ્યારી, નિરખી સુત ચાલ નઠારી;
સે—મેં વાત પ્રથમ નહી માની, પણ છેલાઇ નવ રેહી છાની;
થઈ ખરી ખાતરી મારી, નીરખી સુત ચાલ નઠારી, ૯૯

સમજી એને મેં સારો, કરીયો નહીં કદી હુંકારો:
એ ભુલ કરી છે ભારી, નીરખી સુત ચાલ નઠારી. ૯૯
સ—વ્હાલી તેં અધીક વખાણ્યો. અંદેશો અલ્પ ન આણ્યો;
પણ સોબત મળી ન સારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૦૦
ઉઘાડી પુત્ર પટારો, ટંકાવળી હાર તમારો,
કર્યો હરણ રહ્યા હું હારી, નિરખી સુત ચાલ નઠારી. ૧૦૧
સે—શી રીતે હુ સમજાવું, રે ઘડપણમાં ગભરાવું;
જેમાંથી થશે જુગારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૦૨
કિંચિત કહેતાં કોપે છે, લજ્જા કુળની લોપે છે;
સૌ વિનય વિવેક વીસારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૦૩
સહા—પેઢીમાં કદી ન પેસે, બઘડી મમ પાસ ન બેસે:
જાય નિત રમવાને ન્યારી, નીરખી સુત ચાલ નઠારી ૧૦૪
કંઈક ધન મિલકત મેલી, હરરાજ કરાવી હવેલી:
નજરે જોયું મેં નારી, નીરખી સુત ચાલ નઠારી.

## પ્રવેશ ૮ મો.

કામસેના-(ખમાચ જીલ્લો દાદરો, આવત મોરારી એ રાહ.)
વાલમ આવેરે (૨) આલી જોને આ આનંદ કંદ,
નંદનંદ મંદમંદ હસી હસાવેરે વાલમ—
ચંદ્ર વદન મદન મોહન, નયન નીંજ નચાવે,
ચતુર ચીત ચળાવે, ઇશ્ક ઔષધી લગાવે;
તાપ સૌ સમાવે, બેઠું ભાવેરે. વાલમ—
સુમ—(ખમાચ જીલ્લો પંજાબી, સૈયાં છોડદે મોરી બૈયાં એ રાહ)
પ્યારી સુણ તું જીવન મારી, પ્યારી— એ ટેક.
લે આ હાર અમુલખ આપું, કોકિલ કંઠે ધારી. ૧ પ્યારી—
તુજ તન વનમાં મમ મન મૃગલું, અચકાતું અવીચારી. પ્યારી—

કા—નહી ડર ઉરગીરી ઉપર ફરે છે, સર્વ વીવેક વીસારી. પ્યારી—
સુ—નાજુક ઉપર નયન બાણશું, ફરે કે મદન શીકારી. પ્યારી—
વેણી નાગણનો ડર મુકી, ભટકે પણ ભય ભારી, પ્યારી—
કુ—કદળી જંઘે કોમળ મૃગને, પા પ્રીતી રસતારી. પ્યારી—
કા—પ્યારા છો મનમોહન મારા પ્યારા— (એ ટેક)
પીશે પ્રીતમ વદન બાગમાં છે અધરામૃત ક્યારા. પ્યારા—
કુ—જાય ત્યાં ત્યાં ચતુર નથી ડર, મારગ સકળ સુધાર્યા. પ્યારા—
આ તન વન સુંદર મનમોહન, નાવે ચોર નઠારા, પ્યારા—
કા—મમત્તી હરણીથી હરખે, સઘ મનોરથ સાર્યા. પ્યારા—
સુ—ખમાચીની ઠુમરી પંજાબી (પીયાબીનાજીઆમોરા એ રાહ)
મારી પ્યારી આ તમે ઊઠીને મુકો ઠીક, (એ ટેક)
લાવતાં ઘરાણું રે, જોસતાએ તો જાણ્યું રે;
તાણ્યું તેણે તોય આણ્યું અડાવી અધીક— મારી,
ખાધી હશે ચાડીરે, ઠેઠ હું પોહોચાડીરે;
હમણા આવું જાતું જોઇએ, બાપાજીની બીક; મારી,
**કામ—જોગીઆ આસા** (જઇાવો સીતમકું એ રાહ)
ખરે પ્રાણ પ્યારા તજીને મને, હજી શું જવું છે પીતાજી કને;
સુ—સમજતી નથી તું જરા સુંદરી, અરે આંખ આંસુ થકી આભરી;
કા—છબીલા પતી છોડનારી નથી, જુદી નહી પડે માછલી નીરથી,
સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ન થા સત્ય બોલુ સહી;
ઘડી એક ઘરમાં નથી ગોઠતુ, નથી ચિત વેપારમાં ચોટતું,
કા—મને પ્રેમ ઓછો દીસે છે પતિ, બીજી કોઇએ શું? બગાડી મતી
સુ—અરે વ્હાલી તું આમ આશું ? વદી.........................
કા—...................................પધારો પલગે જાશે કદી,
તમે આમ બાનાં બતાવો નહી, રસીલા વીના હું શકું શું સહી;

## પ્રવેશ ૯ મો.

સેજલદે-(રામથી દીપચંદી.) કુંવરી કુવર મારાં લાડકાં એ રાહ)

સ્વામી શરીર સોસાઇ ગયું, આમ કરતાં ઉચાટ;
માધવથી મટતા નથી, લખ્યા લેખ લલાટ. સ્વા—
સદગુરૂથી સુધર્યો નહીં, સુણી સદ્ ઉપદેશ;
સ્વારથદત્તની સોબતે, વંઠ્યો પૂત્ર વિશેષ. સ્વા—
હાજીયો હાજી હાજી કરે, હરવા માલ હરામ;
એણે ઉત્તેજન આપીયું, જવા ગણિકાને ધામ. સ્વા—
ભણવું ને ગણવું ભુલી ગયો, અળગો મુકયો આચાર;
જાતો નથી જીનમંદીરે, વળી તજ્યો વેવાર. સ્વા—
ઢાંક્યું રહ્યું નહીં ઢાંકતાં, કર્યો વેશ્યાએ કેર;
એક દીવસ અઠવાડીએ, આવે આપણે ઘેર. સ્વા—

સદાફળ-શાને રડે છે તું સુંદરી! સમજી શાસ્ત્રનો સાર;
અમને શિખામણ આપતાં, આણી આંસુની ધાર. શા—
ધરમ નીતિ તજતાં થકાં, નહીં ધમકાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ. શા—
સંસારમાં સુત સુંદરી, છુટા મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. શા—
ખાલી થયે ધન ખાનગી, માગ્યું મુનીમની પાસ;
વિલંબ થતાં વઢ્યો તે થકી, એથી મુનીમ ઉદાસ. શા—
નિંદાયે છે નાત જાતમાં, લુચ્ચો કેહે એને લોક;
હલકો પડ્યો સગાં વ્હાલામાં, વીવાહ કરશે શું ફોક. શા—

હાડી વીના ગયો હાથથી, હવે કરવું શું હાલ;
તેતો નથી મને સુઝતું, બધો બગડયો છે તાલ. શા—

સે— **ત્રિતાળી ચોપાઇ.**

ભલે આવ્યો આ અવસર ભાઇ, સાંભળે તો તને કહીએ કાંઇ;
સુ—મારૂં માંથુ માડી નીત ફોડો, એથી ઘરમાં આવું છું હું થોડો;
હમણાં કરશે મારા બાપા બકવા, તેતો નહીં દે મને અહીં ટકવા;
બોલ બોલી કરો છો બેજાર, બાપા આ ચાલ્યો હું મારે બ્હાર.
સે—શું તું આમ કરે છે તે સારૂં, નથી આપણું તો નારૂ કારૂ;
અલ્યા થઇને શું થાય છે ગાંડો, છોકરવાદી મોટા થયા છાંડો;
જક કરવી શી હમણાં જવાસે, જરા બેશ તારા પિતા પાસે;
સુ—મુકી દેને માડી છેડો મારો, નથી મુજ સમ બીજો નકારો;
નથી રોકયો રહેવાનો તમારો, હાહા જઉછું ત્યાંતો હું જનારો;
બુઢી બગડી બુઢાં થઇ બાઓ, તમે મારો મુકાવ્યો મલાજો.
સ—પથ્થર જથરવથર કયમ બોલે ..............................
સુ—...........................વારૂ છો રહ્યા પથરાની તોલે,
પણ તમને ઉઘાડું જણાતું, આવું દેખી હવે નહીં આવું.

**ગીતિ લાવણી.**

આમ મને અપમાની, ઉઠ્યો આપણા કુળમાં અગારો;
હાય હવે શું કરવું, જશે ઝુરતાં જનમારો મારો.
સ—અરજ કરી રાજાને, તજાવરાું વેશ્યાનું ઘર તેને;
ઉપાય છેલો એ છે, મારાં સમ છે તુ રડતી રે'ને.
સે—નથી સમજાતું સ્વામી, અરે લોથ વાળી તેં જગમાડી;
જો—વખાણ વેળા થઇ છે, ઘણી વારથી આવી છે ગાડી.

**પ્રથમ અંક સમાપ્ત.**

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

સ—(સોરઠી ગજલ હુંગ્યો આજ તાપ વિલાપમાં, એ રાહ)
આજ આવી રાજ હજુરમાં, કરજોડીને કરૂં વિનતી; એ ટેક)
એક કામસેના વેસ્યા અહીં, સાચી શત્રુ તે તો મારી સહી;
રાત દિન ઘેર તેને રહી, મમ પુત્રની બગડી મતિ. આજ,
કુળમાં કલંક કપુતથી, અમને જરા ગાંઠતો નથી;
એથી આપને કરૂ અર્જ આ, મુકી ભેટણું પદ ભુપતિ. આજ
હુકમે અમારી પીડા હરી, ગણિકા કનેથી કૃપા કરી;
અમ પુત્ર આપ અપાવિએ, થાઓ રાજની ચડતિ રતી, આજ
કન—(ભરથરી ભ્રાતા વિચારીને તમે—એ રાહ.)
સુણો નગર શેઠ (૨) સૌ સાંભળી વાત તમારી,
રાજ નીતિની રીતથી, અંતરમાં અમે ઉતારી;
પરનું ખેતર (૨) જો આપણાં ઢોર ખાએ,
ક્ષેત્ર ધણીને શેઠજી શિક્ષા શી રીતે થાએ.
કોઇ ઘર વેચી, (૨) બાવો બની વટલી જાએ,
રાજ તરફથી તેહને કહો શી રીતે રોકાએ;
વળી મૂર્ખ મનુષ્ય (૨) નિજ મનની મેળે મરશે;
અપરાધી એ વાંકનો બીજો શી રીતે ઠરશે.
તમ પુત્ર એમ (૨) વેસ્યા મંદિર જઇ વસિયો;

કેમ કરીએ એને અમે જે હાડ શ્વાન સમ રસિઓ,
વળી ગુન્હા વગર, (૨) ગણિકાને નવ દંડાએ;
કરીએ શું તેને કહો, જે ચાલે નિજકુળ રાહે.
તમ શરમ થકી (૨) ચાલો ગણિકા ઘર આવું;
મારૂ જોર નથી જરા જો સમજે તો સમજાવું.
**સચિ**—વેશ્યા મંદિર (૨) સ્વામી શા માટે જાવું,
હુકમ હજુરનો હોય તો એને અહીંઆં બોલાવું;
**કૅન**—ના ત્યાં જઇશું (૨) અડચણ એને નહીં કરવી;
જાતે તસ્દી લેઇને હરકત શ્રેષ્ટીની હરવી,
**સદા**—માહારાજ કૃપા (૨) નિજ પ્રજા ઉપર રાખો છો;
ગરીબ તવંગરને સદા ઇન્સાફ અદલ આપો છો.
**વિદુ**—એક છે અરજી (૨) માહારાજ તણી શી મરજી;
**સચિ**—ભલે વિદુષક છે હુકમ સરવ ખુશ કચેરી કરજી.

**વિદુષક**— **સાબાખા**

અરજી સાંભળોને સરકાર, મુજને ગાંઠતી નથી ઘરનાર, (એ ટેક)
અગિયાર વાગે ઉંઘમાંથી ઉઠી, તરત તડકે જાય;
દાતણ કર્યા વીના મોગરીને મુળા, ખોળામાં લઇને ખાય. અ
વાંકુ ચુકું બોલી વઢતું ને રડતું. ફુઆડ રાંડને રોજ;
ઘરમાંથી ગોળ ઘી ચોરી ખાવાની, ખોટી પડી છે ખોજ. અ.
પાડા પાડોશીને ડોસી ડોસાથી, લઢી ચુકી લાખ વાર;
પોતાનાં બાળકને નિત્ય બજુદે, મારે મને પણ માર, અ.
રાખના ઢગલામાં હીરા પડયા જેવું, રાંડના મહોદાનું રૂપ;

ભૂત ભડકામણી મારે કુંભારજી, ભડકી મરછુંરે ભૂપ. અ.
સુગરીના માળા સરખું છે માથું, વેંત વેંત લાંબા વાળ;
ખણતા જુઓના ટોકળા ખેરવે, પરસેવાની પડનાળ. અ.
હોળી દીવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ;
અંગે ઓઘરાને લુગડામાં લીધો, મારવાડ ફેરી મઉ. અ.

સદા—(સ્વગત) ગીતિ—લાવણી

કૃપા કરી મહારાજા, અપાવશો સત વેશ્યા પાસેથી;
આજ સાસરે એને, ખરે પત્ર હું લખું ખુલાસેથી.

## પ્રવેશ ૨ જો.

સુભગા— (ત્રિતાળી ચોપાઇ)

સ્વામીનાથ મારા શિરતાજ, એક વિનતી સાંભળો આજ;
બુદ્ધીશાળી લીલાવલી એની, વરવા યોગ્ય ઉમર થઇ એની.
લખ્યા પત્ર વેવાઇને વ્હાલા, એઉએ વાંચી ગાદી તળે ઘાલ્યા;
ચડ્યો ગરવ હાહા કરી જેમ, નથી ઉત્તર આપતા કેમ. ૧

સો—આજ પત્ર વેવાઇનો આવ્યો, જુઓ કેવો વિચાર જણાવ્યો.
લખે છે કે લગન તમો લેજો, પછી પત્ર લખીને પાઠવજો;
વાંચીને અમો વિ'વા આદરશું, પછી કામ બીજું બધું કરશું.
હવે કાલ જોશીને બોલાવું, રૂડો લગન દીવસ લેવરાવું.
પછી પત્ર વે'વાઇને લખાવું, જશ લેવાને જાન તેડાવું;
મોટી મંડપ રચના રચાવું, મુકી ઝાલર છાટ જડાવું.
હાંડી ઝુમરૂખ તખતા બંધાવું, ઘણા મુલા ગલેચા બીછાવું.
જાનની સાથે નાત જમાડું, પ્યારી હુંશ વારી પૂરી પાડું;

## પ્રવેશ ૩ જો.

**કામસેના—ગઝલ** ( હમતો આશક એ રાહ )

કર્યું મમ ઘર પવિત્ર આજ પધારી પ્રભુ,
નમુ નરવર લુડીની લાજ વધારી. કર્યું—
સચિવજી સાથ કૃપાનાથ મોટી કૃપા કરી;
હાજર હજુર છું ગુલામ થનારી પ્રભુ. કર્યું—

**સચિવ**—(રાજાની સુચનાથી) દાદરો સમાલતેગ અદાકો-એ રાહ.

આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી, રે જરા વિચાર કરી.
વારાંગના વિચાર કરી, આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી;
પ્રાયે કપટી હોય વણિક જાત ખરી;
સોબત સ્વાર્થીઆની કરવી તો વિચાર કરી. રે જરા—
પીકદાની સમ પવિત્ર વણીક મીત્ર વરી;
અડવું એ વીના રહ્યું શું કો' વિચાર કરી. રે જરા—
પાછી લ્યોને તમે આ સોનૈયા ભેટ ધરી;
માનો મહીપતીનું વચન સુવિચાર કરી. રે જરા—

**કામસેના— ( ક્રોધમાં ) સુણો દિલ્હિ તખ્ત એ રાહ.**

સુણો સચિવજી ચતુરસુજાણ છબીલો છોડનારી નથીરે. ટેક.
પૃથ્વીનાથ માગે તો આપુ હું પ્રાણ. છબીલો૦
પ્રેમ ગાંઠ બાંધીછે કરી પ્રયાસ, છ. તમે તોડાવોતો શું બતાવી ત્રાસ. છ.
મનગમતાથી મોજ ન મુકાય, છ. જીવ જતાં સુધી જુદુ ન પડાય. છ.
આવુ અઘટીત ઉચરી વચન, છ. મોટી હોળી સળગાવી મારે મન. છ.

મહારાજ મે'ર કરી કરો માફ, છ. આવો અવળો થશે શું ઇનસાફ. છ.
તમે શીફારસ કરી હશે શેઠ, છ. વેશ્યા પાસે લેવા આવ્યા હશો વેઠ. છ.
નકીનકી આવે આપને આવાસ, છ. મૂકીદોને મૃગતૃષ્ણા જેવી આશ. છ.

**સદાફૂળ**—(ગરીબાઇથી) **ગીતિ લાવણી.**

અરે હવે શું કરવું, પુત્ર વીજોગે ઉપજે પરીતાપ;
પાંચ દીવસ પરણાવા, કૃપા કરી અપાવીએ આપ.

**સચિવ**—( રાજાએ દ્રષ્ટિદ્વારાએ હુકમ કર્યો તેથી )

પુત્ર શેઠને સોંપો, રાજ હુકમને તમે માન આપી;
મન પસ્તાવું પડશે, આ જો છેલ્લી આજ્ઞા ઉત્થાપી.

કા—હજુર હુકમ ઉઠાવું, પણ જો અવધી ઉપર દીન જાશે;
તો મમ મૃત્યુ થાશે, પ્રાણજીવન ટકશે પરણી પાસે.

**સ**—જાઓ શેઠજી શાણા, પુત્ર આવશે પ્રેમે પરણાવો;
ઘર મંગળ ગવરાવો, લક્ષ્મી વાવરીને લેજો લ્હાવો　(જાય છે)

# પ્રવેશ ૪ થો.

**સુ**—　　( નારીના કટાક્ષ પાસે એ રાગ )

પ્રાણ પ્યારી લગન આજે તેં વધાવી લીધ;
પુન્યના પ્રતાપે થયું સકળ કામ સિદ્ધ.
જાન માંહી મંત્રી પ્રમુખ આવશે જરૂર;
પરણવાને પુત્ર જઇશું શેહેર સારંગપુર.

સે૦—પ્રાણનાથ પુત્ર લગ્ન કરો હર્ષ ભેર;
    જાન જોડી લીલાવતી લાવું આપણુ ઘેર.
    " બાઇ " કહી પુત્ર વધુ પડશે મારા પાય;
    પુજ્ય ગણી આજ્ઞા મારી પાળશે સદાય.
સ—" લીલાવતી " વિનયવતી સાંભળી વિશેષ,
    હર્ષ સહીત નીતીશાસ્ત્ર વાંચતી હમેશ;
    ચાલે સદાચરણે શ્રદ્ધા ધર્મની અપાર,
    અવળી થઇ આચરે ન કદી અનાચાર.
સ૦—આહાહા !! એવી કુળગાં વધુ પરણી લાવે પૂત્ર,
    શોભાવશે આવીને એ આપણું ઘર સુત્ર.
    માંડવામાં બૈરાં ઘણી વાર થકી ગાય,
    લ્હાણી આપી સર્વને હવે કરૂં વીદાય.

## પ્રવેશ ૫ મો.

ગાનારીઓ—( સુંદરવરની ચુંદડી—એ રાહ )
    લીલાવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રિતમ પાસ;
    ચાતુર આતુર ચીત્ત થયુ રે, વરવા સદગુણી સુમતીવિલાસ.
    વ્હાલા વ્હેલા આવજો. એ ટેક.
જો--નથી થયું રે પોગળ શુ પ્રકાશ, લાલા ચાલો લગનમાં એ ટેક.
સો—ભોજન પટ્ટીની આપણે આશ. લા- ટંકે સાત લાડુનો સમાસ
ગા—સરદ પુનમની પદ્મિનીરે, આંખી જોબનવતી જેમ;
    દિનકર કરપીડન ચહેરે, ઇચ્છુ અંતર આપથી એમ. વ્હાલા

જો—નથી જાણતી ગુણકારી પ્રેમ,　　　　લાલા.
મો—ક્ષુધા અગ્નિ થશે ટાઢો હેમ.　　　　લાલા.
ગા—પરણીને સર્વ પ્રકારનારે, પૂરણ કરશું કોડ,
　　રામ સીતા સરખી થશેરે, જાણે "રતિ" 'રતિપતી સમજોડ
જો—પણ મોટી ખોટી એક ખોડ.　　　　લાલા
મો—મુકી દેને ફોગટ માથા ફોડ.　　　　લાલા.
　　જોમલા જમને જલેબી સજોડ; જઇએ ઝટ જાનમાં;
　　(સેંજલદે ખારેકો વેંચતાં ગાનારીઓ ગીદ વાજરો ગાય છે)

## પ્રવેશ ૬ ઠો.

મો—અમેતો જાનમાં આવ્યા, રે અમે-આસારંગપુર શેહેરમાં ફરીએ;
　લાલ સાહેબની જાનમાં આવ્યા રે, અમે— એ ટેક.
　પેંઠની પાઘડી રેશમી ધોતીયું. શેઠની ઓઢીએ શાલ;
　ભભકો લાડુ ભટનો ભાળો, વાંકડા મૂછના વાળ;　　　　અમે.
　વાર લાગી ગઇ આટલી બધી, પેંટની કરતાં વેઠ;
　દખણા લેવા દોડાએ અમે, પરણી ઉઠયા શેઠ.　　　　અમે

---

## પ્રવેશ ૭ મો.

શુભ—(પ્રથમ ગણપતિને લાગુ પાય રે. એ રાહ)
આજ આનંદ આપણે ઘેરરે, ઉજળો અવસર આવ્યો લીલાલ્હેરરે.
વાજાં વિવીધ પ્રકારનાં વાજેરે, જેના નાદથી અંબર ગાજેરે.
લીલાવતીને લાયક વર મળિયોરે, આજ આંગણે સુરતરૂ ફળીયોરે;

માથે મોતીનો મોડીયો ઘાલીરે, જમણે હાથે રામણદીવો ઝાલીરે;
ગાતી વાતી સૈયર સાથે ચાલીરે, મોટી હુંશે હુંતો વિવાહ મહાલીરે,
નાણું વાવરવાનું આવ્યું ટાણું રે, જુગતે નાક જમાઇ તણું તાણ્યું રે;

## ત્રિતાળી ચોપાઇ.

મો—ચાલો ગોત્રને પગે લાગો,..............................
સુ—..............................વરના વાંસામાં પાપડ ભાંગો.
મો—હવે દક્ષણા અમને અપાવો..............................
જો—..............................ધોચ્યા પારેખ આને પતાવો.
સખી જોયું જમાઇ મુખ ચંદ, આજ પુખતાં પરમ આણંદ;
કન્યાદાન ઉમંગથી કરીયું, આપી વાહન ધન દીલ ઠરીયું;
કોડે ચોરિમાં પીરસ્યો કસાર, ઘણા હેતે કરી ઘૃતધાર;
મો—જોડું અવિચળ રેહેજો સદાય, જુગતે જાનને કરજો વિદાય.

## પ્રવેશ ૮ મો.

### ગીતિ.

સુગુ—લીલાવતી સાહેલી, કાલ જવાની શું તું સાસરીએ:
લી—સુગુણમંજરી સારૂં, બોલ્ય ગીત ગાઇ ગમત કરીએ,
સુગુ—(હીંચોળે બેસી) સારૂ સારૂંરે સુરત શેહેર એ રાહ.)
સંપર સુખકર સંસાર, શીયળ ભૂષણ સજીએ;
એ વિણ નિગુણાં નરનાર, તન મનથી તજીએ; એ ટેક.
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડી પતંગ સમાનરે;
સુજશ શરીર સળગાવી મૂકે, કંઇક નષ્ટ નાદાન. શીયળ.

અવર અખંડિત અંગ અનુપમ, નહીં મળે એક નાકરે;
શિયળ વીના એવા સદગુણ સૌ, જીમ સોમલ સંપાક. શિયળ
વ્યભિચારીને સૌ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતા પડીઆ મોટા જનને માર. શિયળ
જાર કરમથી જેહ જગતમાં કરે કલંકિત કુળરે;
અક્કલમાં અંગારા ઉઠયા, ધરમ કરમમાં ધુળ. શિયળ
વૈર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચે ધનનો નાશરે;
**શિવસુત કેશવ** શિયળવંતના દેવ સરીખા દાસ. શિયળ

## ત્રિતાળી ચોપાઈ.

સુ—બેન બેસજે પાણી પી આવું........................
**લાલબા**—........................બાજુ હમણાં જરા જઇ આવું-
**સુમ**—(લીલાવતીના ચીરનો પાલવ પકડી હીંચોળે બેસારતાં)
બેશ બેશને કેમ બીહે છે, કોઇ બીજું નથી તું શું કહે છે;
**લી**—હમણાં આવશે મારી સાહેલી, લાલબા મુજને ગયાં મેલી.
**સુ**—અહીં કોઇ નથી આવનાર, આમ શરમાવું એ નહીં સારૂં,
**સોજસદ**— ગીતિ.
સુભગા વેવાણ આવ્યાં, લાલ બોલ્ય ક્યાં ગઇ બાજુ તારી,
**લી**—મુકો પાલવ મારો, મને જવાદો મા આવ્યાં મારી.
**સુ**—(સ્વગત) આ મુગ્ધાની દુગ્ધા, માતપિતાએ મુજને વળગાડી,
માન્યું કહ્યું ન મારૂં; અરે રાંડ આ વખત થઇ આડી.
એને બોલાવાના વ્હાલી વેશ્યાના સોગન ખાધા,
મોટી ભુલ કરી મે, હવે ફરી બોલાવાની બાધા.

જો—અરધા આથડે છે ક્યાં, કરો તૈયારી કોસંબી જાવા;
મો—તું જા હું આવુંછું, ભરી ડાબડામાં ભાતું ખાવા.

## પ્રવેશ ૯ મો.

સ્ત્રીઓ—(માતા લીંપ્યાને ગુંપ્યા મારા ઓરડા—એ રાહ.)
પરણી નવસા વાસંબીએ પધારીયાઆં, વાજાં વાગે જોવાને રઢલાગે.
સાહેલડી, લાડી લાખેણી લાવ્યા લાડણા. (એ ટેક).
ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાંખ્યાં છે નાણું તોડી. સા.
રથમાં વરવહુને ચમર વીંઝાય છે, દીસે ડાહ્યા, સેજલદેના જાયા. સા.
જગલાડી વરવહુની જોડી જોઇને, બેઠી ગોખે ઉંડા નીસાસા નાખે સા.
મો—લાલ સાહેબને સમજાવે સાનમાં, લલચાવેને મોતીડે વધાવે.
સાહેલડા !! શેઠની ફૂજેતીના ફાળકા.
સ્ત્રી—મોટું માહાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપપેરી. સા.

અંક દ્વિતીય સમાપ્ત.



# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

સુમતિ— ગજલ (હમતો આશક હૈ—એ રાહ),
મારા બાપે વેંગ આ વળગાડયું શો વિચાર કરી,
ઉંઘી ગઇ રાંડ હવે કરવું શું અહીં વાર કરી;
મારી જીવજાનનો મુંજ વગર જરુરજાન જશે,
હું તો મારે આ ચાલ્યો આ રડતી છો પોકાર કરી.

લીલા— સ્વામીનાથ સ્વામીનાથ એ-રાહ.

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતિરે, અહીં નથી અહીં નથી અહી નથીરે.

(અચાંનક આવો કોપ કર્યો કીરતાર— એ રાહ)

અરે અહીં એકલી મુકીને મને આમ, અચાનક ઉઠી કંથ કયાં ગયાતમે;
પેલા સમાગમે સ્વામી આતે શું કર્યું, સાંભળેલું મેં જે હતું તે સાચુ ઠર્યું.
ખચિત પીયુજી ઉંઘતીજાણીને ખસ્યા આશરેજાણુંછું વેસ્યાઆવાશે વસ્યા,
આશ્રની ઇચ્છાએ આવી લાંતો આકડા,પણ્યાંગના કેશપાસમાં પતિપળ્યા,
વ્યભિચારી વરતણા પાલસે પડી, જશે જનમારો મારો રે રડી રડી,
આ હીરા મોતીનાઃ હાર હવે નગમે, ઉમદાદ્ધ ફુલ મારી દેહને દમે.

ગઝલ.

મારા પતિપરવશ હવે શું કરૂં, જીવ તજુ તો આત્મઘાતક ઠરૂં,
કંથનો વિયોગ થયો કરમે કરી, ફુલની ચાદર નથી ફાવતી જરી.
અવીતી અમૃત પીવા પતીની કને, ખારૂં નિર મળ્યું નહી અંજળીમને.
કરમની કથા બીજે શું કરૂં કથી, આ પીડા મટાડવાનો ઉપાય નથી;
સંકટ સહન કરે સુકુળ વધુ, જ્ઞાનીએ દીઠેલું હશે એ બન્યું બધું;
પિયાણું તેડાવી ઝટ પીયર જવું, સુઇ રહું હવે જરા શા સારૂં લવું,

રાગ કલ્યાણ. ( શ્રી જગતપતી એ રાહ, ]

પ્રિય પતી તમે, ઝટ આવો આ સમે,
આપ વિના વિરહવન્હિ શી રીતે સમે. ટેક.
વેસ્યા વ્હાલી હતી પતિ તો, ન'તી પરણુવી નાર;
નિદ્રા મુજને નામ ન આવે, આપ વગર આ ઠાર. પ્રિય
આભૂષણુ અંબર ભીંજાયાં, કરતાં અશ્રુપાત;
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત. પ્રિય.

મને ભાસકી સરખુ ભાસે, શયન ભુવન ભરતાર;
ઝાંઝર જાણુ જડી બેડીઓ, અકળાવે આ વાર પ્રિય
કનક વલય કરકડી બરોબર, વર વિણુ કેદી વેશ;
આંખે લાગે આંજેલી આ, મરચાં સરખી મેશ. પ્રિય

નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી બાંહ્ય,
બહુ દુ:ખ દેછે કામ દરોગો, હવે કરૂં શું હાય. પ્રિય
અલંકાર ધખતા અંગારા, મણીધર ફુલની માળ;
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ ઝાળ. પ્રીય.

કસ્તુરી કંકુને કેશર, રસીયા તુજ વિણુ રાખ;
પતી વિણુ કોણુ કરે પરીપૂરણુ, અંતરના અભિલાખ. પ્રીય

## લલિત છંદ.

કપટ હે પતિ કેમ આ કર્યું, ધીરજ હું હવે શી રીતે ધરૂં;
નવ ધરી દયા લેશ નાથજી, તરત આવતાં શું તમે તજી.
હરખ મુજનેરે ઘણો હતો, જરૂર આજથી તે રહ્યો જતો;
જરિક વાંકમાં હુ નથી હજી, તરત આવતાં શું તમે તજી.

# પ્રવેશ ૨ જો.

**કામસેના—કાફી જીલ્હો ઠુમરી** (પયા કારનસે—એ ચાલ)
સખી કેમ ન આવ્યા નાથ હજી, હું તો જોગણુ થઇ સણુગાર તજી સખી—
દુશમન મદન સતાવે નીશદીન, વાર કરે નહી વાલમજી. સખી—
ઝંપાપાત કરૂ ઝરૂખેથી, વધુ વ્રક્ષ થઇ મુજને વરજી, સખી—

કપટકળા— (આલિંગન તોયદગ—એ રાહ)
આમ શું કરેછે આલી રજતો ધીરજ ધર, આમશું—એ રાહ.)
ધરધર વર ચીવર, કર નજર નિરખ વર હરખભર;
મિલાપ કર કર, આમશું કરેછે આલી રજતો ધીરજધર.
સ્મર જ્વર હર સુખકર ધનવંતર, ભરજોબન બેટી સુંદરવર,
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સખી કર કર, આ૦
કામસેના—(હોરી સામરો હજુએ ન આયો એ રાહ)
ભલે આવ્યા હર્ષે ભરાણી. (એ ટેક)
અવધિ ઉપર ગઇ એક ઘડી પણ, મેં જુગ માફક જાણી,
સત્યવાદી તમે શેઠજી સાહેબ, હું ગણિકા વલભરાણી;
ધીરજ નહીં અલ્પ ધરાણી, ભલે આવ્યા હર્ષે ભરાણી.
માલતી ફુલની માળ પ્હેરાવું, જે મમ હાથ ગુંથાણી;
ગજરા ગુલાબ તણા કર ઘાલુ. લ્યોને સુગંધી સેંબાણી.
અત્તર ઉંચુ આપુછું આણી, ભલે આવ્યા હર્ષે ભરાણી.
સુંદર શયન ભવન શણગાર્યું, લાલ હું તો લલચાણી.
પ્યારા પ્રેમરસ પાઓને પીઓ, મન ગમતુ સુખ માણી.
યોવન મદ અશ્વ પલાણી, ભલે આવ્યા હર્ષે ભરાણી.
સુમતીવિલાસ—પ્રેમની પીડા તે કોને કહીએરે—એ રાહ)
મોહી રહ્યો છું મંદ હાસ્યમાં, રસીલી તારા મોહી રહ્યો છું=એ(એટેક)
પિતાજીના આગ્રહથી પરણવા ગયોપણ, અલ્પ નહિ એસમે ઉલ્લાસમાં;
શત્રુના સમાન લાગ્યાં સર્વ સગાં વ્હાલાં, અહરનિશ તુજવિના ઉદાસમાં;
એકરાત્રી રહ્યો નહીં પરણી ઘરણી પાસે, એકલી મુકી આવ્યો આવાસમાં,
આપણુ એ ભોગ ભોગવીએ ભોગ એના, મૈયર જવાની એક માસમાં.
તુજ થકી અધીક કોઇ વિશ્વ નથી વ્હાલુ, પ્રતિજ્ઞા કરૂં છું પ્રકાશમાં,
કામિની તમે કર્યું કાંક મંત કામણ. પકડી જકડી પાડયો પ્રેમ પાસમાં;
વણજને વેપાર વ્હાલી ધર્મ કર્મ શર્મ તજી, ગાળીછે વય બધી વીલાસમાં,
રસિલી તારા મોહી રહ્યો છું મંદહાસ્યમાં—

## પ્રવેશ ૩ જો.

**સુગુણમંજરી—કાકી જીણા પ્રજાળી** (વિધાતા ધન્ય છે). એ. રાહ)
લીલાવતી કેમ તું આવી સાસરીએથી ઉદાસ (એ ટેક).
શાંત સ્વભાવના સસરાને સાસુ, વળી વર સુંદર સુમતીવિલાસ. લી.
મુજ આગળ અંતર મુકીને, મારી પ્યારી તારી પીડા તું પ્રકાશ, લી..

**લીલાવતી—** ( **બનઝારાની દેશી** )

તું સાંભળ સૈયર મારી, મુજ વર વેશ્યાનો યારી,
સાસરીએ ગઇ સૌ સાથે, મને નથી બોલાવી નાથે;
છે સત્ય શિયળ સંહારી, મુજ વર વેશ્યાનો યારી,

**સુ**—આ શું ! બોલી તું બાળા, અમાથા ફરીઆ આહીં ચાળા;
હેં !!! તુજવર શું વ્યભીચારી, તને ખમા ખમા સખી મારી..

**લી**—સંસારીક સુખની આશે, ગઇ શયન સમય પતિ પાસે;
હું નિરાશ થઇ ત્યાં નારી, મુજ વર વેશ્યાનો યારી,
જાણી મન મોહન મારા, મે કહ્યું કેમ છે પ્યારા;
ગર્વિષ્ટે નહિ ગણગારી, મુજ વર વેશ્યાનો યારી;
બીજું બોલી નહીં કાંઇ, સુઇ રહી પછી શરમાઇ;
વળી મળી આંખ ત્યાં મારી, મુજ વર વેશ્યાનો યારી,
લંપટ ગણિકાના લાલા, અરધીએ ઉઠી ચાલ્યા
કેતી નથી વાત વધારી, મુજ વર વેશ્યાનો યારી;
શું શું દુઃખ ભાખું સજની, રોતાં રોતાં ગઇ રજની;
ભયભીત અવસ્થા ભારી, મુજ વર વેશ્યાનો યારી.

**સુ**—રે' છેલ છબીલી છાની, દુરગુણી મળ્યા દિલજાની;
રે ! આ શી અવસ્થા તારી, તને ખમા ખમા સખી મારી..

**લી**—દશ દિવસ રહી સાસરીએ, મોહન નાવ્યા મંદીરીએ;
પિયુ દર્શન વિણુ દુઃખકારી, મુજ વર વેશ્યાનો યારી.

યૌવન વન ખીલ્યું મારૂં, વિરહાનળથી બળનારૂં;
વિણ મળે પ્રેમ રસવારી, મુજ વર વેશ્યાનો યારી.
આ વાત પિતાજી જાણે, તો અંતરમાં દુઃખ આણે;
મમ માતા રડે બિચારી, મુજ વર વેશ્યાનો યારી.

સુ—માઢ—(અમલામાં રેન ગુજારી સજા—એ રાહ)
અરે આવડી શું અકળાયરે, બેની સૌ સારૂં થશે,
મા'રા સમજો મન મુઝાયરે, બેની સૌ સારૂં થશે. (એ ટેક)
વળશે શું વલોપાત કરેથી, જપને શ્રી જીનરાજ;
વિપત્તિ વખત ધરીએ ધીરજ, કરીએ ધરમ કાજરે. બેની.
રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
મલાન દેખીને મુખડું તારૂં, મને થાય કાંઇ કાંઇરે. બેની.
પળમાં દુઃખી પળમાં સુખી, પળમાં રાંકનો રાવ;
રંગ એવા જોઇ રાખીએ સખી, સુખે દુઃખે સમ ભાવરે. બેની.
શ્રી જીનધરમ સેવતાં શાણી, સુખ મળે સંસાર;
શાસન દેવતા કરશે તારા, સંકટનો સંહારરે, બેની.

લીલાવતી— ( સિતાજીના મહીનાની, રાહ ]
સખી પરભવ પાપ અમાપ, કરી હું તો અવતરી;
મને વિશ્વ વહુના પ્રતાપ, પતિએ પરહરી. એ ટેક,)
હશે ભરડયાં સજીવન ધાન, અણગળ પાણી વાવરયાં;
કર્યું મુનિવરનું અપમાન, ધરમાદાના ધન હર્યાં. સખી.
દીધી વિદ્યા ગુરૂજીને ગાળ, લેઇ વ્રત ભાગિયાં;
તોડી નાંખી તળાવની પાળ, જેનાં પાપ જાગીયાં. સખી.
કાંતો પુન્યની ફોડેલ પર્વ કે, જાન લુંટી હશે;
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે, સખી.
થઇ પાપી તણી પક્ષકાર, ઉતમ અપમાનીઆં;

મુકી અળગો શ્રાવકનો આચાર, મિથ્યાતિને માનીઆં. સખી.
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી;
દોરી દીન જનને દરબાર, દ્વેષે કરીઆ દુઃખી. સખી.
આવાં પાતિક મેં તો અપાર, કર્યાં હશે પૂરવે:
વેસ્યા સંગી મળ્યો ભરતાર, અરે મને આ ભવે. સખી.

**સુગુણ**—આવો કાકી લીલાવતી બેન, ઉદાસીમાં આજ છે,
પુછો એને નથી ચિત્ત ચેન, કે' એમાં શી લાજ છે.

**સુભ—કાફી જીલો કવાલી ઠેકો** (પીયાકે મિત્રબિન—એ રાહ.)

તું દીલગીર દીશે શા કારણ, બોલ લીલાવતી બાઇરે. (ટેક)
બોલતાં બંધ થઇ શીદ એની, લાડકડી લજવાઇરે,
વદન કમળ તારૂં કરમાયું, કઇ પડયું શું કાંઇરે. તું—
તાની નણંદે શું અપમાની, આણીને અદેખાઇરે.
હજી સાસુંએ શું દુઃખ દીધુ, કે જુલમી છે જમાઇરે. તુ—
દશ દિવસમાં પીયર પાછી, આવી કયમ અકળાઇરે,
મારા સમજો જુઠું બોલે, શાણી મન સરમાઇરે. તું—

**લી—ખમાચી પંજાબી ઠેકો** દરશન બિન અખિયાં-એ રાહ)

માજી મુજવાલમ વ્યભિચારી, વ્યભીચારી ગણિકા વારી. મા—એ ટેક,
અહીંથી જઇ વેસ્યા ઘર વસિયા, દશ દિન કાઢયા દુખકારી; મા—
વાત નથી કરી મેં વર સાથે, શું ઉચરૂં આગળ તારી. મા—

**સુભ—જોગીઓ આશાવરી ગજલ** પડયો છું વિખુટો—એ રાહ.

ઉંડા નિસાસા નાંખતી, રે! દીકરી દુઃખી. (એ ટેક)

**સુગુ**—દુઃખ પોતાનુ દાખતી, નથી સાસરે સુખી, ઉંડા—
**સુભ**—એનો કંથ કુલક્ષણો, કરવો શો ઉપાય;
**લી**—ભોગવવી પડશે પીડા, આ ભાગ્યમાં લખી. ઉંડા—
**સુભ**—પીયર રહીને પુત્રી તું, રટજે સદા જીનરાય;
પ્રેમ રાખશુ પુત્ર સમ; સમજાવ તું સખી. ઉંડા—

સુભ— (મરાઠી ચાલની સાખી.)

શ્રી જીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઈ;
લીલા—ઉઠોને આદીશ્વર મંદિર, આંગી છે સુખદાઇ,
સુભ—બેસો બેનો, મજ્જન કરી આવું છું.
લીલાવતી—સોયણી ગજલ ( દાઘ ઉઠી છે દુ:ખની—એ રાહ)
સુણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે;
સુભ—તારા શિયળ પ્રભાવથી બેની, સ્વામી તુજ સારો થશે. (ટેક)
વ્હાલે વાંક વાના વિસારી, નળની જે દમયંતી નારી;
પાછી તે પતિએ સ્વીકારી, તેમ એ તારો થશે. તારા—

# પ્રવેશ ૪ થો.

સદાફળ— ગજલ

લાજ છોડી છેક તેં છટેલ છોકરા, બાપની તે આબરૂના કાંકરા કર્યા.લા—
આવીછે દીવાળી હોળી હૈયામાં બળે, જઉંછું વહુને તેડવા પણ
દા'ડા શો વળે. લાજ—
સેo—સાસરામાં જાણે છે જમાઇને સહું, માટે નહીં મોકલે વેવાઈ
તો વહું. લાજ—
સ—કરવાને વિવેક લોક લાજથી જવું..........................
જો.........................ગાડી જોડી લાવ્યો ખોટી ક્યાં સુધી થવું.

# પ્રવેશ ૫ મો.

સોમદત્ત— રાગ જોગીઓ આશાવરી.

જમાઇના તેં ગુણ કે અવગુણ જોયા નહીં જરી,
સુભ—ઊંચુ કુળ હું જોઇ મોહી મુરખમાં ઠરી,
સુગુ—વેવાઇ આવ્યા તેડવાને દુનિયાથી ડરી;
સોમ—સુધરશે જમાઇ ત્યારે મોકલશું ફરી.
સુગુ— ત્રિતાળી ચોપાઇ.

કોણ છો તમે ક્યાં થકી આવ્યા, પત્ર પાઠવી કોણે તેડાવ્યા;

રે'છો શેઠ તમે કીએ ગામ, કીએ કામ આવ્યા અમ ધામ;
સ—નગરી કૈશામ્બીએ ઘર મારૂ, મારૂ નામ સદાફળ સારૂ;
પુછેછો તમે વગર પિછાણે, હુંતો આવ્યો લીલાવતી આણે;
શુગુ-કીહાં ગાજ્યો કીહાં ગડગડીઓ. કીહાં મેઘતણી પડી ઝડીઓ;
કીહાં ઉદય એને કીહાં અસ્ત, એમ સમજીને મનમાં સમસ્ત.
અમે ડહાપણું આપનું જાણ્યું, આવ્યા કરવા અહીં કેનુ આણું.
જેમ આવ્યા તમે જાઓ તેમ, ઘેર પુછજો કુશળ ખેમ;
—નથી વાટમાં બેડીરે કાંઇ, મારી લાડકી લાડકવાઇ.
સુભ—મારા મનમાં સળગે છે લાળા...............................
શુગુ............................કાગ કંઠે નાખી મોતી માળા.
સદા—શું આ નકી વીચાર તમારો?.............................
સુગુ—..........................હાજી ઘર ભણી આપ પધારો.
સદા—સોમદત્ત વેવાઇ હુંશે રહેજો .............................
સુભ—...............................સરૂ સૌને કુશળતા કહેજો.
મારી અક્કલ સૌ ગઇ મારી, વ્હાલી પુંત્રી વરી વ્યભિચારી;
મેંતો મોટા મોટા દેખી માળ, અવિચારે કર્યું વેવિશાળ;
સો—પ્હેલાં કાંઇ કર્યો ન તપાસ. હવે થાય શું નાંખે નિશાસ,
પાણી પીને પછી ઘર પુછે, એમાંની અગાળા એક તુ છે;
ભાવી ભાવ હશે એવું થાશે, પુત્રીના પુન્ય પુત્રીની પાસે.

## પ્રવેશ ૬ ઠો.

**સ—જંગલો જંજોટી પંજાબી ઠેકો** કંગનવા મોરા—એ રાહ.

**ઘભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે—(એ ટેક, )**

**લંપટ પુત્ર પાક્યોરે, હુંતો એનાથી થાક્યો રે.**
**સોહું છે ઘર મારૂ, સાસરીયુ એનુ સારૂ;**
**ઘણી સમજણી વહુ છે તનય તણીરે.** ગભરામ૦

ગયો લોક લાજેરે, આણું કરવા કાજેરે,
મુજને બહુ બનાવી, વહુને નહીં વળાવી;
શરમાગો વહુની સખીના વચન સુણીરે. ઘભરામ૦
વરસને મહીનારે, વિત્યા ઘણા કહીનારે;
હવે ફરી હું જઇને, કાંઇક દિલાસો દઇને,
લીલાવતીને લઇને આવું ઘર ભણીરે. ઘભરામ૦

## પ્રવેશ ૭ મો.

**સુળ—** **( દશા આ શી થઇ મારી એ રાહ. )**

દુઃખી તું દીકરી મારી, શળી સમ સાસરી તારી.
**લીલા**—પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઇ;
શળી સાસરીયા તણી, સહન કરી સુખદાઇ.
**સગુ**—ગુરૂ શિક્ષા સુણી સારી, બધી દિલમાં લીધી ધારી;
**લીલા**—અછતાં આવે આળ અહીં, કરો વૃદ્ધ વિચાર,
સસરા પૂજ્ય પિતા સમા, આવ્યા બીજી વાર.
**સોમ**—અરે વર છે વ્યભિચારી, એથી દુઃખ ઉપજે ભારી.

**સદાફૂળ—** **ગીતિ લાવણી.**

સમજી લીલાવતીને, હવે શેઠ મોકલશો તો સારૂં;
**સોમ**—આ ઉભી પૂછોને, વારે વારે શું કહો છો વારૂં.
**સદા**—( બેખરે ઉતારો રાજન ભરથરી; એ રાહ )
સુકુળ વહુ તમે સાંભળો, દુઃખીયા સસરાની વાતજી;
જો મન ચા'ય તો માનજો, ભાખુ છું ભલી ભાતજી.
ઉંડુરે હૃદયમાં આલોચજો ( એ ટેક )
ભણતાંરે ભણતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. ઉંડું૦
ડગલે ડગલે ડુંગરો, ચઢતાં ચઢતાં ચઢાયજી;
સાગરસમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. ઉંડું૦

ઉદ્યમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સરવે કાર્ય સધાયજી. ઉદ્ધું૦
એથી આવી ઘેર આપણે, કરશો કાંઇ ઉપાયજી;
ધરમ પસાય થકી થશે, શાસન દેવતા સ્હાયજી. ઉદ્ધું૦

**લીલા**—આવીરે શિખામણ આપની, મારે માથે ચઢાવુંજી;
માતા પિતાની આજ્ઞા લઇ, આપણે ઘેર આવુંજી.
સાચુરે કહ્યું સસરાજીએ, ( એ ટેક )
આજ્ઞારે આપો માત તાતજી, હવે સાસરે જાવુંજી;
મારીરે શત્રુ વેશ્યા થકી, વડું વે'ર વસાવુંજી. સાચું.

**સો**—શાણીરે પુત્રી તું સુલક્ષણી. ભલે સાસરે જાઓજી;
મારી આશિષ છે એટલી, મન વાંછીત થાઓજી.
ધરજે ધીરજ સદા દીકરી ( એ ટેક )

**સુભ**—સાસરે બેન સીધાંવતાં, લાગે દીલડામાં દુઃખજી;
સરવે પ્રભુનો પ્રતાપ છે, નથી સ્વામીનું સુખજી. ધરજે.
વસ્ત્ર આભૂષણ વિધવિધે, કર્યા સર્વ તૈયારજી;
વળી જોઇએ તે તું માગજે, તજી શરમ આવારજી. ધરજે.
સસરા સાસુ નાની નણંદનુ, કરજે વચન પ્રમાણજી;

**સો**—કહેવું પડે એવું કાંઇ નથી, તુંછે ચતુર સુજાણજી. ધરજે.

**સુગુ**—વડીલ વિનય કરજે વળી, તજી વાદ વીવાદજી,
કરતાં ધરમ કરણી સદા, અમને આણજે યાદજી;
ધાર્યું થશે શિયલ ધર્મથી. ( એ ટેક )
કાંઇ કારજ કરતાં થકાં, પહેલા કરજે વિચારજી;
સંકટ સમય સંભાળજે, મંત્ર આ નવકારજી. ધા.
વાધ્ય શાણી સખી સાસરે, શાણા સસરાજી સાથજી;
સારા શુકન થાય આ સમે, નિશ્ચે વશ થશે નાથજી. વાધ્ય.

# પ્રવેશ ૮ મો.

**લીલાવતી**—(સ્વગત) **લાવણી** શ્રી અજીતનાથ ( એ રાહ )

રે કર્યો વેશ્યાએ ફેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા બા'ને;
હું કાળી નાગણ થઇ ડસું ગણીકાને.
હું કદી ખડકીએ ખડી, ઝરૂખે ચડી, જોઉં વાટડી, ઘડી ઘર નાવે;
શું સ્મર શત્રુ સમ થઇ મને અકળાવે.
આ જોબન રસ ઝલકાય, વસુ વનમાંય, લાલવીણ લા'ય, ઉઠે છે અંગે;
શી યુક્તિ કરતાં મળુ સલુણા સંગે.
પ્રિતમ પ્રેમદા પોકાર, જોબન શણગાર, હૈયાના હાર, ધરોને કાંને;
હું કાળી નાગણ થઇ ડસુ ગણીકાને.
શું કરૂં સુઝે નહી કાંઇ, ઘણુ ઘભરાઇ, મરૂ વીષ ખાઇ, પીયુજી પાખે;
નિરધણીઆતીના ઉપર નજર શો નાંખે.
સ્વામી વશ કરવા સાર, કર્યો વીચાર, દુઝણાં ચાર, આંગણે બાંધુ;
લઇ મેયારીનો વેશ સ્વાર્થ મમ સાધુ.
મંગાવુ મહીષી ચાર, જોઇ શ્રીકાર, અરે આ વાર, કહી સસરાને;
હું કાળી નાગણ થઇ ડસુ ગુણકાને .

**કલ્યાણની કુમરી પંજાબી ઠેકા મેવારી બન**—એ રાહ.

સસરાજી સાસુજી સુણોનેરે. ( એ રાહ )

ઝીણી ત્વચાની દીર્ઘ આંચળની, મહીષી મંગાવો ચાર. સસ.
ભરવાડી થઉં વેશ્યા ભૂવન જઉં, ભોળવવા ભરતાર. સસ.
નની નણુંદ મમ નાથ બતાવે, એ એમનો ઉપકાર. સસ.
મંદીર લાવુ હું મન મોહનુ, યુક્તિ કરીને અપાર. સસ.

**સદા**—તમારે વહુજી ભરૂસો છે. ( એ ટેક )

સારાં માબાપની દીકરી ડાહી, કુકૃત્ય નહી કરનાર તમા.
મહીષીઓ આપણે ઘેર ઘણી છે, નણુંદ તમારી તૈયાર. તમા.

સેજ— ગજલ ( હમતો આશક હે એ રાહ )

પેલી ભુંડી રાંડનુ ઘર લાલબા બતાવ જઇ,
ભાઇને તું દૂરથી દેખાડી, બેન આવ જઇ, પેલી (ટેક)
ડાહી વહુ વસ્તુ સૌ તૈયારને સવાર વળી,
લંપટને ભોળવીને ઝટપટ ઘેર લાવ જઇ. પેલી.

## પ્રવેશ ૯ મો.

લાલબા—( માદ મેરા ગમકા તરાના, એ રાહ )

વીરા વેસ્યાના યારી, ઉભા અટારી, પેલા તમારા પ્રાણ. (એ ટેક)
જાગો થાઓ મહીઆરી, ભાભી અમારી, ઉભા અટારી. પેલા.
વીછીનો આંકડો વેસ્યા છે વસમી, જોજે ન થાએ જાણુ;
જાણુશે તો ઝેર આણુશે ઝાઝુ, કરશે રાંડ રોકાણ;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી, ઉભા અટારી. પેલા.

લીલાવતી— (સ્વગત આશાગોડી દીપચંદી.)

અવર મદન અલબેલો આતો દીશે અવર મદન—(એ ટેક)
શરદ પુનમના સુધાકર સરખો, આજ નગરમાં ઉગેલો આ.
મનોહર કસ્તુરીઆ મૃગ માફક. જોઉં ઝરૂખે ઝુકેલો. આ.
હું નિર્ભાગી નાથ તજી મને, વેસ્યા આવાસે વસેલો; આ.
ધન ગણીકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો, આ.
ચદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો. આ.
મહીયારી વેશે નહી જાણે, મમ છળ છેલ છબીલો. આ.

## પ્રવેશ ૧૦ મો.

લાલબા— થાઓ તમે તઇયાર—(એ રાહ ).

અલબેલી સાહેલી આવો, શ્રી જીન ( એ ટેક. )
અગણિત નર નારીને તારી, ચૌદરાજ ચા'વા,
હરિહર બ્રહ્મ પુરંદર પ્રણમે, અજર અમર થાવા. અલ.

લી—મુખ મટકે લટકે લઇ તાળી, ચક્ર સકળ કરીએ,
પ્રભુ સ્તવન ઉચ્ચરીએ ફરીએ, ભવ દરીએ તરીએ. અલ.

લાલબા—ચાલો ચાલો સિદ્ધાચળ જઇએ—એ રાહ
સેવું સેવું શ્રીજીન સુખકારી, તન મન વચન સુધારીરે. સેવું. (ટેક)
અવિનાશી શિવનગર નિવાસી, ભવ પરિભ્રમણ નિવારીરે; સે.
ત્રિજગ નાયક ક્ષાયક દાયક, સમરે સુરનર નારીરે. સે.
કરૂણાસાગર દેવ દયા કર, જય જય જગ ઉપકારીરે; સે.
શિવસુત કેશવને શિવકરની, પદકંજ ભકિત પ્યારીરે. સે.

લીલાવતી— (નયરી મનઘટપર એ રાહ.)
સ્વામીને વશ કરવા સજ્યા મેં શણગાર,
છેલ છબીલાને છળું છળી બળી કળી કરી;
લલચાવું હસી પળવાર, વશ કરવા સજ્યા મેં શણગાર. સ્વામી.
મન મોહન મન નંદન વનમાં વાવું સુરતરૂ બીજ પ્યાર.
બા બોલાવે જાઓ લાલબા, ડર તજી હું જઉં દુષ્ટદ્વાર સ્વામી,

લાલબા— દઇ મારી તુરકવાને ઘેર લઈ એ રાહ).
લઈ માથે મટુકી મહીયારી થઇ,
રમણિક વચના મૃત રચનાથી;
કરો આશ લતા નવ પલ્લવ જઇ. લઇ—

## પ્રવેશ ૧૧ મો.

લીલાવતી—કરલિંગડા દાદરો મીઠડા ગોરસ લ્યો એ રાહ.
મીઠડું મહી વેચું મહી વેચું, અમૃત સરખું સુખકારીરે. મી.
લ્યો કૌશામ્બી નર નારીરે, મીઠડું મહી વેચું.

સુમતિ—( બીભાસ અહાની તાળ, વંદુ દીનપતિ એ રાહ)
આ ભરવાડણી અજબ અપાર, અજબ અપાર. દીઠી—અ—આ.
રંભા થકી પણ અધિક રૂપાળી, કે ઉમયા અવતાર; આ.

શેષ સમા શિશ કેશ સુશોભિત, શશિવદની સુખકાર, આ.
શુક સમ નાકે નથની થરકે, અરૂણુ અધર નીરધાર. આ.
ચંપકવરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર, આ.
કેસરી સરખો લંક કટીનો, તુમ્બ નિતમ્બ આકાર; આ.
અંગ અનોપમ કાંબળ ઓઢી, કોકીલ કંઠ શ્રીકાર, આ.
એને અહીં મહી મસ બોલાવી, પૂરણ બાંધું પ્યાર. આ.

**લી**—અમૃત સરખું સુખકારીરે, મઠ્ઠું મહી વેચું મહી વેચું.
લ્યો કૌશામ્બી નરનારીરે, મીઠ્ઠું મહી વેચું મહી વેચું.

**સુ**—મારે મહી લેવું મહી લેવું [લીલાવતીની મટકી પકડી]
આપો મટકી ઉતારીરે, મા—મહીયારી મોહનગારીરે. મા.
આહેરણી અહીંઆ આવોરે, મા—મટકીનુ મૂલ બતાવોરે.—મા.

**લી**—(**પીલુ બરૂઓ લાવણી**—(ગીરધારીરે વાત કહુ તે એરાહ)
મેહેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું,
મળશે નહી રે દહી દુનીયામાં આવું, સમજુને શું સમજાવું;
(**ઝુલ**) જુગતીથી રોજ જમાવું, લાલન લ્યો શું લલચાવું,
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું. ચાખો.

**સુ**—મહી મીઠુ રે મેં ચાખ્યું મહીયારી, તું ગામ કીયે વસનારી;
ભ્રકુટીમાંરે મુરકી ભાસે ભારી, કહો નામ તમારૂં નારી,
(**ઝુલ**) વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી.
કે તુજકુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી. તુ.

**લી**—રંગીલારે મારી જાત રબારી, છું રાજપુરે રે'નારી;
હનુઓજીરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી.
(**ઝુલ**) તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી,
શુ વાત વિવાહની વીચારી, મન મોહનરે હું નવ પરણીત નારી.છું,–

**સુ**—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા.

શ્રી—નવ સમજુરે હું ભોળી નવ તેર, મહિયારી દુઝે મમ ઘેર.
(ઝુલ) મોડું છે ગોરસ મારૂં, વડાં વાતે બને નહીં વારૂ;
નથી લીધું કાંઇ તમારૂં, હું જાઉં છુંરે અતિ "રતિપતિથી રૂપાળા,
સુ—શા સારૂરે વાત જવાની તું બોલે, મમ જીવ ચડ્યો ચકડોળે;
શ્રી—અણઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આઘા રો'ને અડશોમાં.
સુ—[ઝુલ] હું આવ્યો છું અલબેલી, તજ તું ઘભરામણ ઘેલી;
મહી મૂલ કહો મન મેલી, શું? હળવેરે ઘુંઘટનો પટ ખોલે,—મ.
શ્રી—રંગ રસીયારે, દુરજનથી મન ડરીએ, કહી ભાવ ખરો શું કરીએ.
સુ—ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે,
(ઝુલ)—કુંકુમનો ચંદ્ર કપાળે, તીલ ગૌર ગુલાબી ગાલે;
ચિતડું ચમકાવે ચાળે, વશ કરવારે તસ વચન અનુસરીએ.
શું દુરીજનથી દુર ડરીએ.
શ્રી—વ્હાલાજીરે શી મન વાત વીચારો, મુજને વઢશે ધણી મારો;
મારગડારે મુકોને મન ગમતા, સુંદર રાખુ છું સમતા.
(ઝુલ) ઠીક છો અબળા ઠગનારા, કરો આંખ તણા અણુસારા;
મેં જાણ્યા વીચાર તમારા, ધારો છો તે સ્વાર્થ નથી સરનારો.—મુ,
સુમતિ—(બરૂઆનો કેરબો સાડેતીન પેશે એક મોતી—એ રાહ.)
કામણગારી નારી કે'ને મને વાત તારીરે, વાત તારીરે વાત તારીરે.
છેલ છબીલી છબી ફાંકડી, આ દીસે અદ્ભૂત;
ગુણ હીણો ગામડીઓ બુહો, એતો ભમતો ભુત, કા૦
ચતુર વિચિક્ષણ તું ચતુરાને, ધણી મૂરખ સરદાર;
રૂપક વરણી કયમ ચાલે છે, ગમારથી ઘરબાર, કા૦
શ્રી—શાણા ડમરા તમને પરણી લાગે વાત પ્યારીરે, લાગેવા—એટેક)
પગ હેઠે દાવાનળ સળગે, એ અવલોકો આપ;
અમને પછી શિખામણ આપો, મોહન રાખી માપ, ડા—

ભઠીમ છે ભુંડણના જેવી, આ ગણિકા ગુણ હીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીયા, પૂર્ણ થઇ પ્રવિણ. ડા—
સુ—દુબળી નારી ડાકણ જેવી, દેખી દીલમાં ડરીએરે દી-દેખી:
જાડી લાડી ફુલની વાડી, ધાડી મન ગંભીર;
ગુણવંતી ગણિકા છે ગોરી ..................................................
લી—...........................છેરે પુરૂષનું હીર.
ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખ્યોરે, લા-મુખડું લા ભ૦.
કરે પ્રશંસા પંડિત પુરૂષો, નીરખી નાજુક નાર;
સ્યામ સલુણા સરવે સમજો, પણ અમથો અહંકાર, ભલે૦
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, વદો બરાબર વાત. ભલે૦
સુ—કાફી ત્રિતાળ ( પ્રણમું પદ પરમેશ એ રાહ. )
મહીનું મુલ બતાવ, પ્રેમદા પ્રેમ ધરોરે, મહી ( એ ટેક. )
આડી અવળી વાત જવાદે, શો છે તુજ મન ભાવ;
શી રીતે બોલ્યા વિણ બનશે, અહીં નહી કંઇ અટકાવ;
ચાખું ફેર જરીરે—મહીનું મુલ બતાવ.
લી—મહીનું કરતાં મૂલ, શેઠ ખોટા દેખાશો—મહી—( એ ટેક )
રે અલબેલા આંખ ન મારો, હું અબળા અનુકૂળ;
મોહન મહીની વાત મોટી શી, કહો તે કરીએ કબુલ;
સુંદર નહી શરમાશો, મહીનું કરતાં મૂલ. શેઠ૦
એક મહોર મટકીની આપો, આ મહી અમૃત તુલ્ય;
એમ નહી તો અમ ઘેર આવો, દહી સાટે થઇ ડુલ,
તિત મહી માંખણ ખાશો, મહીનું કરતાં મૂલ. શેઠ૦
સુમતિવિલાસ— બેરવી દીપચંદી,
અઘટીત આમ તમે શું અડાવો, મૂલ બરાબર અમને બતાવો;
લી—આળ કસે નહિ વેશ્યા વ્હેમાશે, મુકોને હાથ મારો મરડાશે.

હું તો અહી નહી આવું હવેથી, ફાંકડેરાવ શી ફોક ફજેતી;
સુ—નાહક આહક નવ ભડકાવો, સત્ય વિચાર સલુણી જણાવો.
લી—કૃપણતા શેઠ તમારે તો કરવી; વ્હાલી વેસ્યા તણી હોજરી ભરવી;
દામવિના દહાડો કયાં થકી વળશે, માલ વેસ્યા મુખડી મમળશે;
તમસમ પ્રિયુને પ્રીયા મમસરખી; તે જમશે મારૂં મહી મન હરખી
સુ—મોર આપી લેઉ માલ તમારો; નીત્ય એ વખતનો બાંધીએ વારો
લી—છોપ્રીય પરવશશું ઉચરોછો, ખાલી પીલી મને ખોટી કરો છો;
મનુષ્ય વે'વારમાં રેવું છે મારે, હનુઓ જાણે તો મને ધોકણે મારે,
વાછડાં વાટ જોતાં હશે મારી........................................
સુ—................................કંઇ મનમાં નથી આવતુ નારી;
લી—રીસ ન કરશો જરાપણ રસિયા, વલ્લભ હ્રદય કમળ મમવસિયા;
આપનો બોલ કદી ન ઉથાપુ, એમને એમ હું આપને આપું,
વ્હાલા નથી મહી તમથી વધારે, ભાવ ધરો કરૂ ભેંટ અત્યારે;
કામ— (સુણો દીલ્લી તખ્ત એ રાહ )
ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર; ધુતારી ધુતવાને આવીરે;
તારા પ્રપંચની જાણી મેં તો પેર, ધુતારી ધુતવાને આવીરે. (એ ટેક)
તારો તાલ મેં છાનો જોયો છીનાળ; ધુ—જલદી જને નહી તો—
બનીશ બેહાલ, ધુ—
વદી મીઠાં મીઠાં કપટ વચન ધુ, કરે મલિન મે'તાજી તણુ મન. ધું.
ખોટી બુદ્ધીએ આળસ અહીં ખાય, ધુ. આતો માટી તારા ઠગણી શુંથાય. ધુ.
તને દેખી દાઝ આવે દગાખોર, ધું, એક મટકીની માગેછે તુમોર, ધુ.
તારૂ પોકળ થયુ બધું પ્રકાશ, ધુ. હવે આવીશ નહી મારે આવાસ ધુ.
લીલાવતી—(ખુબ ક્રોધમાં આવીને જુસ્સાથી)
ઉઠય કોણ રાંડ તું મને કેહેનાર. નફટ ફટ ફટ તનેરે;
તારા દોકડા વેચી કરૂ બજાર, નફટ ફટ ફટ તનેરે (એ ટેક)
લેશ નથી જમલાડી તને લાજ, ન. રાંડ પાપણી કરે છે પતરાજ, ન.

આખા મુલકનો અલી તુ ઉતાર, ન. દુષ્ટા તારાથી હું નથી ડરનાર ન,
પૈશાવાળાને તમે બતાવો પ્યાર, ન, ખાઇધન તન કરોછો ખુવાર ન,
તારે ઘેર કંઇક પડી રહે ગમાર, ન, છેડાવાળી રડે એની નીતનાર,ન.
અરે તને અવલોકી થાય અંધ, ન. તેથી તોડે સગા સજન સબંધ ન,
કૈનાં વેચાવી ઘરેણાં ઘરબાર, ન, કેને દગે કર્યા દુનીયાની પાર, ન,
રમે તમારાથી જે પુરૂષ જાર, ન, એતો જગતનુ એઠું જમનાર, ન,
તારી ખચીત ખલક ખુંદે ખાટ, ન, તારૂ તન તેતો કુતરાની ચાટ ન,
તારી સોબતે જુગારી ચોર થાય,ન, કેદી થઇ દરબારમાં દોરાય, ન.
ઘણા ગણીકાના ઘરમાં જનાર, ન, કરે મધુપાન મુકી કુળાચાર ન,
તું તો માંટી નવાનવા કરે નીત ન, તારી ખોટીછે પ્રીતળજેવીપ્રીત ન.
તને અડતાં મનુષ્ય અભડાય, ન. તારા સંગથી નરકે નર જાય. ન.
અરેનથી મારેતારી ઓશીયાળ,ન, કેમ ખોટુ બોલે ખુટયો તારોકાળ.ન,
રાંડ આવીશ રસીક કને રોજ ન, તારા મમત ઉપર માણું મોજ, ન,
મારૂફોડી નાંખજે તું હૈયા કુટ, ન, હાહા મારાઆ માંટીછે માથુકુટ. ન.
તનેજોતાં ઉપજેછે મનેઝાળ. ન, જખ મારનારી જુઠું મુક્યું આળ.ન,

ફૂ—ભુંડી રાંડ નીચ જાત ભરવાડ, ધુતારી ધમકાવે મનેરે;
અહીંથી તારી મહી મટકી ઉપાડ. ધુંતારી ધમકાવે મનેરે.

સુ—બસબસ રાંડ ઝાઝુ નહી બોલ, આઘી રહે તારૂ આવી બન્યુંરે.
હાથે કરી તેંતો ખોયો તારો તોલ, આઘી રહે તારૂ આવીબન્યુંરે.

સુ—જંગલો જ જોટી પંજાબી ઠેકો ડોલેરે જોબન મદ એ રાહ
માઠું લગાડોતો મારા સમ છે. સલુણીરે. (એ ટેક)
નથી આ નકટમાં એ બદામની ગુણીરે,
વચમાં બોલાવ્યા વીના બોલી વઢકારીરે.
નીચામાં તું નીચી વેસ્યા નીલજ નઠારીરે. મ.

કામ—આમ ઉપરાણુ લેઇ મને ધમકાવોરે.

એકનાં અનેક કર્યાં એને ના અડાવોરે. આ.
આટલાં વરષ આણું આપની ઉડાવીરે;
મને અપમાની તમે શરમ ના આવીરે. આ.
મૈયારીનું મુખ દેખી પ્રીતિ પલટાવીરે;
વણિક જાતીની ખરી ખુબી આ જણાવીરે. આ.
સુ—નક્કી માર ખાવાનું થયું છે મન તારૂં રે;
જાને છાની માની ભુંડી માની કહ્યું મારૂં રે. મા.
લી— ( એસી ચતુર નાર, એ રાહ )
મહી બહુ વેચાય, અહીં નહિ અવાય, અપમાન થાય;
મ્હોરો સદાય, ક્યાંથી અપાય, નિચ આધીન નગીના. મહી.
સુ—આમ ચતુર નાર, કરી પૂર્ણ પ્યાર, ડર નવ લગાર;
નિત્ય આવ્ય દ્વાર, લે મુક્તાહાર, વળી આપીશ દાગીના. આ.
ભેરવી—દાદરા, (ધન કાયકી સેજરીયાપે રાત રહો. એ રાહ.)
આજ રંગમાં રસીલી પ્યારી રાત રહો, વીશ મ્હોર કાલને પ્રભાતલહો. આ
કટુક વચન કુલટા નહિ બોલે, આટલું સલુણી સુજનત સહો. આ.
લી—બીહાગ ત્રિતાળ. (નિભાવો બાંહ્ય ગ્રહેકી લાજ. એ રાહ).
નગીનારે, નેહ નજર કરી આજ, ( એ ટેક )
જોબન ભુષણ છો મમ જીવન, તમને કર્યા શીરતાજ. ન.
ઝેર જેવો હતુઓ હવે લાગે, નવ ગમે તસ ઘરમાંજ. ન.
પણ રાત્રી રહેતાં અહીં પ્રિતમ, અંજડ બગાડે કાજ. ન.
ચોરી જારી ને વળી ચાડી, છે છાનીમાં મઝાજ. ન.
રસ લાગ્યો રંગરસ રમવાને, મ્હોર મળે રસરાજ. ન.
અહનિશ હું આધિન અલબેલા, પણ નડવાની પીડાજ. ન.
સુમ—રે મણીકાને હું નહીં ગાંઠું, મનથી કરે છો મીજાજ. ન.
લે આ વચન તન મન ધન તારૂં, નથીરે કરક્ષાનું કાજ. ન.

લી—હું પણ કોલ કરાર કરૂં પતી, આપીશ નિત અહિંઆજ. ન.
હુરે ભલે ભરૂઆડણ સમજી, પુરવ પુન્ય ફળ્યાંજ.

અંક તૃતીય સમાપ્ત.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સુ— ( વંદના વંદના વંદનાએ, એ રાહ. )

મલપતી તલપતી રતીમતીરે, રતી આકૃતી રતી નથી વીસરતી (એ ટેક).
તેં નવોઢા આરપાર હ્રદયમાં ઉતારી, સજળચપળ ચક્ષુ બરછી ચમકતીરે, ર.
સુખદાયક મમ લાયક લલના, જન્મી એ આહેર જાતીમાં જતીરે. ર.
વિતરે ઉધું શું આમધિઃકૃતને વિધાત્રી; સલુણી હતુઆને જોગ્ય શું હતીરે, ર.
રાધિકા સમાન માન એ મને બતાવે, કેવી કૃષ્ણ જેવી હું કરૂં કૃતીરે, ર.
રૂમકઝુમક કરતી હમણાં આવશે રસીલી,મીઠડું મહી વેચુ મુખ ઉચરતીરે. ર.
પ્રેમ પોથી પઢી પુરી પદમણી પ્રવીણએ, ગણીકા ગમારમાં નથી ગતીરે, ર.

કામ— ( ઓધવજી સંદેસો કહેજો શ્યામને. એ રાહ )

કરમ તણી કથની રે ક્યાં જઇને કરૂં,
દિલડામાં સળગે દાવાનળ દુઃખજો;
ભરવાડણ વેરણના ભંભેર્યા થકી,
શેઠ જૂએ નહી સ્નેહે મમ સન્મુખજો. કરમ.
મોજ મઝા માણે છે મારા દેખતાં,
લાજ ન આવે નિર્લજજને લવલેશ જો;
અહનિશ એ બે જણ રે'છે આણંદમાં,
કલેશ વિશેષ મને ઉપજે હમ્મેશ જો, કરમ.
છેડે છે મહિયારી મારા છાંયડા,

કયો કંથ વશ કરૂં હવે હું કેમ જો;
બહુ બોલું તો સાડાબાર વરણ તણો,
તુટી જાય તરત પ્રીતમથી પ્રેમ જો. કરમ.
ખાલી થયો ખજાનો ધન ધુતી ગઇ,
એ મટકીની લે છે નિત બે મોહોર જો;
છાનું ઘણુંએ આપ્યું મુજને છેતરી,
જાણું પણ જરીએ નવ ચાલે જોર જો. કરમ.
શું સમજાવું સમજાવ્યા સમજે નહીં,
છાલ ન છોડે પેલી છટક છિનાળ જો;
કિંચિત કે'તાં મુજને ઉઠે મારવા,
કે'છે દે છે અમને ખોટું આળજો. કરમ.
એ બે જણુને હું તો ઘરમાં એકલી,
ડાહ્યા પોતે મુજને ગણે ગમારજો;
હવે કરૂં શું હાય! નથી કાંઇ સુજતું,
આહેરણને આધીન મારો યારજો. કરમ.

કપટ— ઠુમરી પંજાબી (અચરા પકર મોસે કરત એ રાહ)
પ્રિય તું ન રડ કંઇ કર ઉપાય, જેથી વીકટ સંકટ ઝટ જાય,
મારી સજની. પ્રિય.

કા—એ છે નફ્ટ નીડર નટખટ નથી નભતું, કપટ કાંય,
ખોટી ખટપટ લટપટ નવ ખમાય,
મારૂં વિકટ સંકટ કયમ જાય. મારી.

કપટ—પ્રિય તું ન રડ કંઇકર ઉપાય, જેથી વિકટ સંકટ ઝટ જાય, મારી.

લી—અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી.

કા—પરજ સોયણી ( મગ ચલત કાનસુ એ રાહ )
હજુ એ નવ આવતી અટકી, કેમ કરૂં જશે કાળજું ફટકી,

નથી હઠતી પટકી મટકી, હજુએ નર આવતી અટકી;
હૃદય નયન રંજકણુ સમ ખટકી, છેલ જશે છટકી ત્રટકી. હજુ.

લી-કાલીંગડો ( સિદ્ધાચળ શીખરે દીવોરે એ રાહ )

લી—અમૃત સરખુ સુખકારીરે, લ્યો મન મોહન મહી લાવી;
મનમાં બળે વેરણ મારીરે, લ્યો મન મોહન મહી લાવી.

સુ—તુજ દહી દૂધ છે ગુણકારીરે, આવો મૈયારી મારી:
જગ વહુ રહેશે જખ મારીરે, આવો મૈયારી મારી.

કામ—લીધી લખમી મમ લુટીરે, મૈયારણ વેરણ મારી,
થાકી હું માંથુ કુટીરે, મૈયારણ વેરણ મારી;
બધી હાથ તમારે બાજીરે, મૈ. માગે છે મહી મેહેતાજીરે. મૈ.

લી—મીઠડા લ્યોને મહી મીઠું રે, કાળજડું ઠંડુ થાશે;
આતો નથી અવર અજીઠું રે, કાળજડું ઠંડુ થાશે.

કામ— ( દેખી તારી વફાદારી એ રાહ )

તું પાછળ પડી મારી, હું તારાથી હારી,
મેં તારૂં શું બોલ્ય બગાડયું, નીત્ય આવી મમ દ્વાર;
ભરમાવી મુજ ભરતાર, પડાવે ખાર, રીત શું સારી. હું.

જીવન તુજ મહી વિણુ નથી જમતા, તે તુજ કને તૈયાર;
નથી ઘરમાં એક દીનાર, આપ્ય ઉધાર, ગણી શાહુકારી.

સુમ— ( ખીદીયાં લેગઇ મારીરે મછરીઆં એ રાહ )

શું કુટીલા તું હજી રહીરે કકળતી,
એ અધીરી કેમ આપે ઉધારે રે;
સારી શાહુકારી તારી અહીંરે અસલથી. કુટીલા.

લી—ગજલ—( હમતો આશક હે તોરે—એ રાહ )

હસી વશીકરણ કરી, ભાન ભૂલાવી લાલા;
હર્યા મમ પ્રાણ નયન, બાણ લગાવી લાલા, હસી.

વળી પરિપૂર્ણ અરસપરસ જ્હાં પ્રેમ પ્રિતમ,
સ્યોને કારણ માત્ર મહી મેં લાજ લુટાવી લાલ.
આપું બેની ચાર મટકી આજ ઉધારે વ્હાલાથી;
વધારે ન હોય જ્યાં આધીન બનાવી લાલા. હાસી૦

કામ—(ગુસ્સે થઇ ભેરવી દાદરો. (પીયા પાપી ન જાગેરે. એરાહ)
મહી નથી લેવું જા ઠગાઇ તારીરે જા ઠગાઇ તારી, એટેક)
મીઠું મીઠું બોલી ખાઇ ગઇ ફોલી, કપટ આ કેવુંરે, જા,
સરવ સફાઇ તુજ સમજાઇ, ઉભું ન રહેવુંરે, જા.
શેઠ વેચાસે. પણ મહી ખાશે, ક્યાં દુઃખ કેહેવુંરે જા.
નિજ ઘર ખોયું, જગમાં ન જોયું, મમ પિયું જેવુંરે. જા.

સુમ—ભેરવી ત્રિતાળ (દતવિના ન પમાય એ રાહ.)
એ જમવા અભીલાખ, સરસ મહી આ જમવા અભીલાખ, એટેક
માંખણથી પણ અધીક મિષ્ટ છે, ધિક આ આગળ દ્રાક્ષ. સ.
આની તુલ્યે કદી ન આવે, સાકર આંબા સાખ. સ.
આ અમૃત સમ ગોરસ આગે, દાય નહી દુધપાક. સ.
મહિયારી નિત આવે મંદિર, દીસે દીવાળી લાખ, સ.
તું ઇર્ષા અગ્નિમાં અમથી, ખુબ બળી થા ખાખ, સ.

કામ— (ભેરવ મન મોહન મોરલીવાળોરે એ રાહ )
મુજને ભીખ માગતી તેંજ કરી, મુજને ભીખ માગતી;
તેંજ કરી ધનમાલ મતા હરી, દીલડામાં નવ લેશ ડરી; મુ.
ના કહેતાં નિતનિત ઘર આવે, જા તુજને નથી શરમ જરી. મુ.
કામ નથી ઘરમાં તમ કેરૂં, આ હું સત્ય વચન ઉચરી; મુ.
નકટાં થઇ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી, મુ.
આજ થકી કરો આદીક તમારૂ, હું ખોડી આ રાંડ ખરી. મુ.

## પ્રવેશ ૨ જો.

**લીલા**—સીંહાનો કાનરો-દીપચંદી, 'તારૂણી તુજથી એ રાહ.

પ્રાણજીવન પુઠે પુઠે પધારો, અહીં છે એકાન્ત આવાસ અમારો;
કામ ક્રીડાપતિ અહનિશ કરશું. સાહેબ વનિતાની વિનતી સ્વીકારો,
મુજ ઘરમાં નથી લક્ષ્મીનું લેખુ, વ્હાલા વિલાસીને વ્હાલ વધારો;
સુ—તું જોબન મદમાતી મહીયારી, મેં તો દીઠી તુજ નિપુણતા ન્યારી,
હું ઉત્તમ કયમ આવું અધમ ઘર, જગતમાં આબરૂ જાય અમારી;
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી.
લી—લાયરી લાલ જવાદો તમારી, હું ગણીકા થકી નથીરે નઠારી;
હનુઆ ઉપર હવે હેત ન આવે, અમ ઘર આવો અરજ અવધારી,
સુ—જાણ કરીને જગતમાં શું કારણ, હું મખુ કર તું તો માલતી મારી.

**લીલાવતી**—( પ્રમાણિક છંદ અથવા ઇંગ્રેજી રાહ. )

જરી ન કોઇ જાણશે, મનુષ્ય સૌ વખાણશે;
પિયુ ઘરે પધારીએ, સુકીરતી વધારીએ.
ઉચાટ અંગના ટળ્યા, સુભાગ્યથી પતિ મળ્યા;
પણ્યાંગના વિસારીએ, પ્રભુ મને સ્વીકારીએ.

## પ્રવેશ ૩ જો.

**લીલાવતી**— પીલુબરૂઆ દીપચંદી.

આપ કૃપા કરી અમને ઉગારો, બળતી અનંગ અનળથકી ઠારો. ટેક.
આપે તજી ગણિકા કુલટાને, હનુઆ બુઢાનો મેં નેહ નિવાર્યો, આ.
ભુત માફક ભમતાં ખટમાસે, બ્હીતો બ્હીતો બોળુ આવે બિચારો. આ.
નિર્ભય રહો મમનાથ નગીના, આપના ચરણકમળ ચાંપનારો. આ.
રતિ અંતર રસિયા રખે રાખો, વિવિધ પ્રકારથી લાલ વિહારો; આ.
સેવન કરૂં પ્રભુ પાય પલોટી, મહી આંખણ થકી શરીર સુધારો. આ.

ભોગવો સ્વર્ગ તણાં સુખ સ્વામી, હુકમ કદી નહીં તોડું તમારો આ.
વીનય સહીત પુછુ તમને વાલેશર, સંશય ટાળીએ એક અમારો આ.
સુ—ઉત્તર આપીશ એનો બરાબર, સ્નેહ સહીત અવ્રએથી ઉચારો,ઉ.
લી—સોરઠ જીલ્લો ત્રિતાળ છોડદે લંગરવા મુરખ મોરી (એરાહ)
માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે,
શાને માટે આપે સગાં વ્હાલાને વિસાર્યારે,
ક્યાં છે માતપિતાજી તમારા, ક્યાં છે સજ્જન કુટુંબરે;
ક્યાંછે ક્યાં છે ક્યાં છેરે, સબંધ તમારો સાચું બોલો સમજારારે.સુ.
સુમ—પવિત્ર પુણ્યાત્મા છે માવિત્ર અમારાં રે,
વેસ્યાની સોબતે તજ્યાં વગર વિચારે રે-પુ—
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે,
વનિતાવનિતા વનિતારે અનુપમ આકૃતિએની તારે અનુસારેરે,પુ
(ત્રિતાળી ચોપાઇ—કાલીંગડા દીપચંદી)
તારા જેવી એ દીપતી દેવી, સરવે સુંદરતા તુજ જેવી,
હતી ઉચી તારા જેવી એતો, લટકે મટકે સમ તેતો;
લી—હુતો એને પતિ ઓળખુછું, નિતં મહી વેચવા ત્યાં જઉછું;
સારંગપુર તણા શેઠની બેટી, નામે લીલાવતી ગુણ પેટી;
પ્હેલી વાત સુણી એની પાસે, આપને પુછ્યું આજ ઉલ્લાસે.
મારી સૈયર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી,
આપને ઘટે કરતું ન આવું, કો'તો એહને અહીયાં બોલાવું;
સુ—સુતો સર્પ જગાડીએ સાથી, અતિ અડચણ થાય એમાંથી,
તુ છે સૌ સુખદાયક પ્યારી, એનુ કામ નથી અહીં નારી.
નિત ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું,
મળ્યું છે મન આપણા બેનુ. અહીં શું છે પ્રયોજન એનું.
લી—આવું કરીએ નહીં મન કાચૂં. સાંભળોને કહુ સાચે સાચું,

પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ;
ચઢી ચોરીએ હાથ દબાવ્યો, નખ દેઇને નેહ જણાવ્યો.
તમ સાથ હીંચોળામાં હીંચી, ખશીયાણી પાડી ચીર ખીંચી;
લાગે આટલું તમને અધુરૂ, કહોતો બીજી નીશાનીઓ પુરૂ.
મને અડધીએ એકલી મુકી, ગયા ચતુર પતી બધુ ચુકી;
સુ—થઉ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યા દંપતી કોડ દીવાળી;
કર્યો કેમ મહિયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ;
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પ્હેલું કહ્યું નહીં કેમ,
લી—મેતો જાણ્યું રસિક રીસાળ, પાસે વેસ્યા વિજય વિષ જવાળ.
એથી મહિયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ—સત્યવાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઇ હતી મારી.
મારી રસમ સર્વ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી.
વેસ્યા લંપટ હું લજવાઉ, તારા ગુણ હું કેટલા ગાઉં,
મારા કુળનું કલંક તેં કાપ્યુ, તને અધિક શાબાશી શી આપું,
લીલા— (સુણ ચતુરસુજાણ પરનારીની, એ રાગ)
મનહર મળીતાં, મેં મન ગમતું સરવે સુખડું માણ્યું.
જગમાં જોતાં, સ્વામી સમાગમ સમ સુખ અવર ન જાણ્યું, (ટેક)
શીરતાજ તમે વેસ્યા ત્યાગી, ભાવટ આખા ભવની ભાગી;
મતિ પૂરવ પુન્ય દશા જાગી, મનહર,
ઉગ્યો સુવર્ણ સુરજ આજે, મમવિજય તણા ડંકા વાજે;
દુસ્મન દેખી દીલમાં દાઝે. મનહર,
જીન વચન સુધારસ ચિત્ત ધરશુ, સાત્તે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું, મનહર
પિયુ માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો;
સંસાર તણો લ્હાવો લાગો. મનહર,

## પ્રવેશ ૪ થો.

સુમ— બિહાગ ગજલ ( પારશ પ્રભૂ દેખાડો, એ રાહ)
પિતા માતા ક્ષમા માગું ઘણો લાજી પગે લાગું;
નીત પર લક્ષ ના દીધું, અઘટતું કૃત્ય મે કીધું,
ક્ષમા કર માત તુ મારી, અવજ્ઞા મેં કરી તારી;
રહયો નહીં કોઇનો વાર્યો, ઉઠયો કુળમાં હું અંગારો.
થયો ગણિકા તણો યારી, રમ્યો દીન રાત હું જારી;
અરે સૌ લોકમાં લાજ્યુ, હવે પસ્તાઉછું ઝાઝું,

સદાફળ—જણાવો સીતમકુ સમાચાર હું—એ રાહ)
થવાનું હતુ તે થયુ દીકરા, હવેથી તમે ચાલજો પાંસરા;
તને તેડી લાવી વહુ ડા'પણે, અતિ હર્ષ આજે મળ્યાં આપણે.

લી—ગયું વિઘ્ન સૌ વૃદ્ધના પુન્યથી. નમુ પાય હુ મસ્તકે ભાવથી.

સદા—બહુ બુદ્ધિશાળી વહુ તું મળી..............................

લીલા—......................અહો આપ આશીષ આતો ફળી;

સે'—શિયળ સાચવ્યું તે પ્રિયા સુતની, વધો વેલ તારા થકી કુળની;
વધુ શું વદુ ગુણ તારા વધુ, તને ધન્ય છે સૂખ આપ્યું બધું;
અચળ તારૂ રેહેજો સુહાસણપણું. સદા સુખમાં જીવજો તું ઘણું;
કળા કેળવી લાવી તું કંથને, થજો પુન્યશાળી સુપુત્રો તને.

## પ્રવેશ ૫ મો.

કપટ— જીલ્લાગજલ

આજછે ઉદાસ આંખ આંસુથી ભરી, છાનીરહે છબિલી ગયો છેલછેતરી
કાન્હા ! કરી બેહાલ લાલ વ્હાલ વિસરી, ઉંડે કુએ ઉતારી મુકી વર્ત્તને છરી
ક્રોધમાં બોલાઇ ગયું રૂધાઇતી ખરી,પ્રપંચ એનો રંચ પ્હેલો જાણ્યો નહીજરી.
અકળાઇ બાઇ ઝેરખાઇ જઇશ હું મરી, હાય હાય લાલ મારો લેઇગઇ હરી;

(કાફીઓ—બેડો ભાઇ બુડતો તારોરે, એ રાહ)
અરે દુઃખ આ કયાં ઉચારૂરે. બળે ભડકે મન મારૂરે; (એટેક)
પરણ્યા વિના પારકા પતિ સાથે, રમીએ અહરનિશ રંગ;
જોબન જાતાં જતા રહે વેગળા, સ્વાર્થિયા તજી સંગ; અરે
કુ—સુમતિવિલાસથી સ્નેહ કરીને, વરજ્યો વેસ્યાનો વેપાર;
એ ભરવાડીને બાળી લોભાણો, તમને કર્યો તિરસ્કાર,
સુણી દુઃખ આવું તમારૂરે, બળે મનડું પણ મારૂરે, (એ ટેક)
કા—ભરવાડી નહિ હતી ભામીની એમની, ભોળવી ગઇ ભરતાર:
વધી વિચીક્ષણતા વાણિઅણની, ગણિકા ગણાઇ ગમાર. અરે
કુ—પહેલું કહ્યું તુ મેં વાણિયા સ્વાર્થી, સમજ્યાં વિત્યા પછી સહુ
શોક તજે મળશે મહી મંડળ, એના જેવા બીજા બહુ. સુણી
એક મુકી બીજો કરીએ વળી, બીજો મુકી ત્રીજો ભરતાર;
એમ અનેક ધણી કરીએ, એતો આપણો છે કુળાચાર. સખી
કા—ધિઃક કુળાચાર આપણો એવો, સ્વામીનો જ્યાં ન સુમાર;
યાર બોલાવા બજારમાં બેસવું, લાજ મળે ન લગાર. અરે.
ચોર જુગારી ઉચ્ચકાઓ આપણી, પ્રીતિ કરે બેસી પાસ;
આપણોને વળી આપણા યારનો, વિશ્વ કરે ન વિશ્વાસ. અરે.
ભોળવી કંઇકને ભસ્મ ચોળાવીએ, ધરીએ ન એકે ધર્મ;
હાય હજારો હરામીની સાથે, કરીએ નીચાં નિત્ય કર્મ. અરે
કંઇક વેસ્યાઓને જીવથી મારે, છળ થકી છેતરી જેમ;
દુષ્ટ કોઇ દગો દેઇને મારશે !!! આપણને પણ એમ અરે,
ભભકો મારી ભલે ચોટામાં ચાલો, ઝાલી ગુલાબના ગુચ્છ;
સદ્‌ગુણી માણસ સમજે વેસ્યાને, તરણા થકી પણ તુચ્છ, અરે
ઓછી અક્કલની ઉત્તમ કુળની કઇક, નિચ પ્રસંગથી નાર;
વ્હાલાં વજીને બને છે વારાંગના, વ્હાલો કરી વ્યભીચાર. અરે

એતો ઘણુ દુઃખ પામે આપણુથી, જ્યારે જોબન તેનુ જાય;
કીડા પડે કાઢનાર જડે નહી, મરવાથી મડદું ગુંધાય,    અરે
પરભવ પાપ કર્યાં પરિપુરણુ, આવ્યો વેસ્યા અવતાર;
આ ભવમાં પણ અધિક કરી અઘ, નરકે જવું નિરધાર,    અરે
વેરી ગણી વ્યભિચારીએ વરજી, પરણી થકી કરી પ્રેમ;
એક કોડી પણ મારી કને નથી, કેને હવે કરૂં કેમ;    અરે
કુપ—મારી બાઇ મનમાં ન મુંઝાશો. સ્નેહે રહેજો મમ સાથ;
વેસ્યા વેપાર પ્રપંચ બધો તજી, જપશું હવે જગનાથ.    સુ૦

## પ્રવેશ ૬ ઠો.

સુગુ—[વ્હાલાજીની વાટડી અમે જોતાંરે, એ રાહ)
લીલાવતી નાથ નિજ ઘર લાવીરે, ગણિકાને ગોથુ ખવરાવી. લી ટેક)
મળીએ આવ્ય વ્હાલી સખી મારીરે, માત તાતની શોભા વધારીરે.
કિરતી પ્રસરી જગ તારો,    લીલા;
બહુ રૂડા મા બાપની બેટીરે, હતી છેલ છબીલાથી છેટીરે;
ભરતાર થકી ભલે ભેટી,    લીલા,
લી-સખી શરીરે તોછે સાજી તાજીરે. મારા સુખમાં છે માતપીતાજીરે.
સુગુ—સારો દીવસ સુણી થયાં રાજી, પ્યારી સખી પીયર પનોતી-
પધારોરે સૈયર વર્ગનો હર્ષ વધારો—પ્યારી...ટેક)
ભર્યો ખોળો સંસારની રીતિરે, કુંશ શિયળ પ્રભાવથી વીતીરે;
લીલા—વાયણાં જમી વાટ જોતીતી, જમવા ઉઠોપીયર હવે હુતો—
આવુંરે, માત તાતને શીશ નમાવું જમવા—(ટેક
મને આજ્ઞા સાસુજીએ આપીરે, પુછયું છે પતિને તથાપિરે,
જેની કરૂણાથી જશ રૂકો વ્યાપી. જમવા—

## પ્રવેશ ૭ મો.

સુમતી—અનજારો, પ્રિય મિત્ર વિના હો ભાઇ (એ રાહ.)

હું વિષય અંધ અવિચારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી,
આચાર કરી નિજ અળગો, વેસ્યા વાયેણને વળગ્યો;
માઠી બુદ્ધિ થઇ મારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી.
મરકટવત્ મને રમાડી, ઉજવળ કુળ એબ લગાડી;
એ વેસ્યા હવે વીસારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી,
બહુ મોટા ઘરની બાળા, એ મનહર ગુણ મણિમાળા;
મુજ માટે થઇ ભૈયારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી;
અગણિત હરી દ્રવ્ય અમારૂ, તેં ભર્યું હતુ ઘર તારૂ:
ધિઃક ગણિકા વિષય વિકારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી,
વેસ્યાને ભીખ મગાવિ, એથી અધિકુ ધન લાવી;
તું પ્રેમ બતાવી પ્યારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી;
મેં માત પીતા અપમાની, તજી બીક બધી દુનિયાની.
હું કાગ. દ્રાખ; ધિક્કારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી,
મમ સમ જે કુકર્મ કરશે, કદી મોત વગર તે મરશે;
કૈક શુળી ચડયા વ્યભિચારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી.
વેઠું છું વિયોગ વારૂ, તું ગઇ સુઆવડ સારૂ;
આજ્ઞા માગીને મારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી;
વ્હાલીએ વંશ વધાર્યો, આહા ! પુત્ર પ્રસવીયો પ્યારો;
આ ખબર લખી ખુશકારી, સાકર વેંચાવું સારી;

## પ્રવેશ ૮ મો.

લીલા— માતા જસોદા ઝુલાવે. એ રાહ.

પ્રેમે પ્હોડયા છો કુળદિપક મારા પારણે;
નિરખું હરખું તુજને લાડકવાયા લાલ;

કાજળી આંજેલી અલબેલી લાગે આંખડી;
તારા ગોરા ગોરા ગુલાબ સરખા ગાલ,
અલોલાલો હાલો હાલો વ્હાલા વિરવિલાસને. એ ટેક
નાનકડા રજ મોટા થાઓ નિશાળે મુંકીએ.
ભણીશ તો પરણાવીશ ગોરી વહુ ગુણખાણ;
હમણાં આવીને પિતાજી તારા તેડશે,
જાગ્યા જાગ્યા જાગ્યા જાગ્યા જીવણ પ્રાણ.—અલો,

સુમતિ— કૃપા કરજોરે દેવ મુનિ—એ હાર.

બાઇ જાગ્યા કે, હજુ સરકાર ઉંઘે છે;

લી—આવો તેઠાને જુઓ તમ સામુ જુએ છે,
સુ—શું આજ ઉઠ્યા ઉલ્લાસે, આવો શેઠ અમારી પાસે,
મુછ પકડી વિરવિલાસે, કર્યું ફુફુરે હત તારૂં ભલું થાય ગાંડા:
મારાં ચોખાંરે, લુગડાં અહ્યા તેં બગાડ્યાં.

ચતુર્થ અંક સમાપ્ત.

# अंक ५ मो.

## પ્રવેશ ૧ લો.

સુમતિ—(ઝુલણાછંદ ભેરવી, પાસ શંખેશ્વરા, એ રાહ).

વિરવિલાસનું લગ્ન કર્યું મગ્ન થઇ, વાવરયું વિત્ત જરા ખુબ વાધ્યો;
આધિવ્યાધિ ટળે જેથી મુક્તિ મળે, કર્મ તજી પર્મ નહી ધર્મ સાધ્યો.
સર્વ સુખકરણ આચાર્ય ઉપદેશ છે, ચરણ વંદન કરી ચરણ માગુ;
ઓઘઓઘ હરણ મુનિ તેહ તારણ તરણ, શરણ કરી ગ્રહણ સંસાર ત્યાગુ;
આજને કાલ કરતાં ગયો કાળ બહુ, આળ પંપાળ આ માલ માયા;
હાલ બેહાલ થઇ કાળ ફરવો પડે, કાળની જાળમાં જો ઝલાય;
રામ રાવણ પ્રમુખ રિદ્ધિ મુકી ગયા, જગતમાં એમ સૌ જાય તાણું;

અઘઅઘ હરણુ મુનિ તેહ તારણુતરણુ, શરણુ કરી ગ્રહણુ સંસાર સાચું;
ધિક્ક સંસાર સુખ નરકમાં ગરક થઇ, આંખ ઉઘાડી ઉંચુ ન જોયું;
અર્થ ઉપાર્જવા અર્થ અળગો કરી, આટલું આઉખું વ્યર્થ ખોયું.
શુદ્ધ શ્રદ્ધા થઇ ન્યુનતા નવ રહી, આજ મમ પુર્વનું પૂન્ય જાગ્યું;
અઘઅઘ હરણુ મુનિ તેહ તારણુતરણુ, શરણુ કરી ગ્રહણુ સંસાર સાચું;

## પ્રવેશ ૨ જો.

**લીલા**—(રામકળી) શ્રીરે સિદ્ધાચળ ભેટવા એ રાહ)

ધર્મઘોષ સૂરીશ્વરજીને, વીરા વંદવા જઇએ;
સદ્ઉપદેશ સુધા સમો, સુણુતાં સુખ લઇએ. ધર્મ
પરભવના પૂન્ય ઉદયથી, નયણે પ્રથિ નીરખ્યા;
ભવ્ય કમળ પ્રતિબોધવા, સુરી સુરજ સરખા. ધર્મ

**વી**—માજી મુનીવર વંદવા, આજ હું પણ આવું;
કરજોડી વીનંતી કરી, ઘેર વ્હોરવા લાવું. માજી.

## પ્રવેશ ૩ જો.

**લી**—(નાથ કેમે ગજકો બંધ છોડાયો, એ રાહ)

સુરી મુખ સાંભળી શ્રીજીન વાણી, જુઠી મને જગતની માયાજણાણી.સુ
વડ બીજ માફક કર્મ વધે છે, પાપ કરો નહી પ્રાણી;
પરભવ પોપટ પાંજરે પુરી, કીધી કર્મ કમાણી. સુરી.
પોપટડી સાડી બાર ઘડી સુધી, દિલમાં વિજોગે દુભાણી,
એથી હુતો સાડા બાર વર્ષ લગે, વિરહના ભાલે વીંધાણી. સુરી.
કર્મ વિટંબના પરભવ કેરી આ, જાતીસ્મરણુ થકી જાણી;
દંપતી દીક્ષા ગ્રહણુ હવે કરશું, પરણુવા શીવ પટરાણી. સુરી.

**વીર**—(મને મુકી ગયો છે મારો છેલડોરે. એ રાહ)
અરે મુજને મુકીને આમ એકલોરે, થશો સાધુજી તમે શું ખરેખાત;
માતતાત મારી શી વલે થશે વીચારીએરે. એ ટેક.

શીરછત્ર તીર્થરૂપ છો હું છોકરૂ રે, વેઠી શકીશ કેમ વિરહ વજ્રપાત માત—
ખુશી દેખીને મને તમે ખીલતા થતાંરે, મને દુઃખી દેખી કરતાં અશ્રુપાત;માત—
કદી મોડુ થતું આવતાં નિશાળથીરે, વાળુ વખત વિતે કરતાં વલોપાત માત—
પિતાવિના મને કોણુ સમજાવશેરે. ભાઇભાઇ કહી લોક રીતભાત; માત—
હજુ દિલ ઘાલ્યું મેં નથી દુકાનમાંરે, ગુપ્ત કરવી ક્યાં વેપાર તણી વાત. માત—
**લી**—ડુસકાં લઇને આમરડવું ડાહ્યા દીકરારે તને શોભતું નથી અરે સુજાણ;
મારા પ્રાણુ, સંજમ લેવાની આપ્ય સંમતિરે　　　( એ ટેક. )
સુખદાઇ સદાશ્રાપ ધર્મ સાધજેરે, સુણજે રાગસહીત વિતરાગ વાણુ; મા.
**વીર**—( જણાવો સીતમકુ સજાવાર હું એ રાહ )
વિનય મુકીને માત સાથે વઢ્યો, હઠીલાઇથી હું તમોને નડયો;
કદી તોય તેં રીસ મા નહીં કરી, મને સૂખ માટે દુઃખી થઈ ખરી.
પિતાજી ઉછાળી હશે પાઘડી, હસી કાઢતા હેતથી હરઘડી;
મને પાળી પોષી ભણાવ્યો ભલું, કૃપાળુ કરો શું કહું કેટલું;
**સ**—સુકૃત કરના હોયસો કરલે ( એ રાહ ) ભૈરવીમાં પણ ગવાય છે.

સ્વારથિઓ સંસાર અરે, આ સ્વારથિઓ સંસાર;
અમે થશું અણુગાર, અરે આ સ્વારથિઓ સંસાર.　　　ટેક.

ધોરી કાંધે ધરી ધુંસરૂં, વહે જ્યાં સુધી ભાર;
નિજ ગરજે ઘૃત પાય પરાણે, પછી નીરે નહીં ચાર.　　　અરે.

કમાય ત્યાંસુધી કહે કાકા, પૂત્રાદિક પરિવાર;
ડોસો કહી દરકાર કરે નહિ, વૃદ્ધ બને જે વાર.　　　અરે.

સાવધાન દીસે સ્વારથમાં, નિજ નિજના નરનાર;
ગરજે બાપા કહે ગરધવને, મારે ડફણે માર.　　　અરે.

મ્હોટા મ્હોટા મ્હેલ બનાવી, કરી બાગમાં બ્હાર;
માલ મતા ધન દોલતમાંથી, લેશ ન આવે લ્હાર.　　　અરે.
તુજ અર્થે મેં અર્થ ઉપાર્જ્યું, કરી વિવિધ વ્યાપાર.

શીરવિલાસ તને પરણાવ્યો, હવે થશો હુંશિઆર. અરે.
સગાં સબંધી સર્વે નક્કામાં, અંતે અલગ થનાર;
પુન્ય પાપ બાંધીને પલ્લે, જન્મ્યું તેહ જનાર. અરે.
શ્રદ્ધા સહિત જીન ધર્મ પાળજે, નિજ શક્તિ અનુસાર;
નિત્ય નેહથી સ્તવજે શ્રીજીન, મંગળ સુખદાતાર. અરે.
એથી તુજ સફળ મનુષ્ય અવતાર, અમે થશું અણગાર. એથી.

## પંચ અંક સમાપ્ત.

## કળશ.

**સર્વ પાત્રો—( ધનાશ્રી** વિનતી ધરજો ધ્યાન. ત્રિતાળ ધીમો. )
નાટક નવિન રસાળ રસિક રચ્યું નાટક નવિન રસાળ. ( એ ટેક )
**સુમતીવિલાસ લીલાવતી**—સુંદર, દંપતી અતી સુકુમાળ.
સંજમ પાળી સુરગતી સાંધી, નરક તીર્યંચ ગતી ટાળ. રસિક—
એકાવતારી એ નરનારી, વંદુ ભાવ વિશાળ;
ધન ધન ભવિજન જે શુદ્ધ સંજમ, આરાધે ઉજમાળ. રસિક—
**શ્રીજીન ઉત્તમ** શિષ્ય **પદ્મના.** રૂપના **કિર્તી** કૃપાળ.
તાસ શિષ્ય **ઉદ્દયોતવિજય** **પં૦** ગીરતારથ ગુણ માળ રસિક—
તે મુનીના **શિવરામ** થયા શીષ્ય, ગુરૂ આપણા પ્રતિપાળ;
તેહ પિતા ગુરૂ પાય પસાયે, તુટી જડ મતી જાળ. રસિક—
વિક્રમ સંવત્સર ઓગણીશત, ત્રેતાળીશની સાલ;
**વડતપગચ્છમાં રાજસુરીશ્વર,** રાજે ઝાકઝમાળ. રસિક—
શ્રોતા સદ્ગુણી ભૂલ જો ભાળો, કરશો માફ મયાળ;
સ્નેહ સહિત નાટક નિરખંતા, સંઘમાં મંગળમાળ. રસિક—
અણહીલપુર **પાટણનો** વતની, **રાજનગર** રહું હાલ;
**જૈનશાળામાં જૈન અધ્યાપક, શિવસુત કેશવલાલ.** રસિક—

## સંગીત લીલાવતી નાટક પંચાંકી સમાપ્ત.